# શ્રી અરિહંત પરમાત્માની
# ઓ ળ ખા ણ

વિદ્વદ્વર્ય પૂ પં શ્રી કનકવિજયજી ગણિવરની
તલસ્પર્શી પ્રેરક પ્રસ્તાવના સાથે

લેખક
સિદ્ધાંતમહોદધિ પૂ આચાર્ય ભગવંત
શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ ના વિદ્વાન શિષ્યરત્ન
પ્રભાવક પ્રવચનકાર પૂ મુનિરાજ
**શ્રી ભાનુવિજયજી ગણિવર**

પ્રકાશક
દિવ્યદર્શન કાર્યાલય.
કાળુશીની પોળ, અમદાવાદ.

કિંમત સવા રૂપિયો.

મુદ્રક:
ચંદ્રકાન્ત રતિલાલ શાહ
રાધાકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસ,
માણેકચોક, અમદાવાદ.

વિ. સં. ૨૦૧૪
ઈ. સ. ૧૯૫૭

પ્રકાશક:- બચુભાઈ ચી. ઝવેરી
૧૬૭-૬૯, ફીકાસ્ટ્રીટ, મુંબઈ-૪.

પ્રાપ્તિસ્થાનો :

(૧) સોમચંદ ડી. શાહ — પાલિતાણા.

(૨) સરસ્વતી પુસ્તકભંડાર
હાથીખાના, રતનપોળ, અમદાવાદ.

(૩) દાનસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા
રૂ. લ. ધર્મશાળા, ગોપીપુરા, સુરત.

ખર્ચમાં ટેકો આપનાર પુણ્યશાળીઓ :

(૧) શ્રી જયસુખલાલ ચુનીલાલ
દાદર (તીર્થ) મુંબઈ-૨૮.

(૨) શ્રી જયન્તિલાલ આર. શાહ
મુંબઈ-૨.

પ્રથમાવૃત્તિ – પ્રત ૧૦૦૦

# —: પ્રાગ્ વચન :—

વિ. સં. ૨૦૦૭માં મુંબઇ, લાલબાગ ઉપાશ્રયમાં લગભગ ચાર માસ સુધી 'શ્રી અરિહંત પરમાત્માની' ઓળખાણ એ વિષય પર પૂ. મહારાજશ્રીએ આપેલાં વ્યાખ્યાનના આધારે બહુ જ સંક્ષિપ્તમાં તૈયાર કરેલા લખાણો ક્રમશઃ 'દિવ્યદર્શન' સાપ્તાહિક પત્રમાં પ્રગટ થઈ ચૂક્યા હતાં, તેનું હવે આ પુસ્તિકારૂપે સળંગ પ્રકાશન વાચકોના કરકમલમાં મૂકતાં અનેરો આનંદ થાય છે.

અનંત-ગુણસંપન્ન અગમ અગોચર ત્રિલોકનાથ શ્રી અરિહંત પરમાત્માની ઓળખાણ શે થાય? પરંતુ પ્રસ્તુત પુસ્તિકાના ચિંતનપૂર્વક અભ્યાસ કરવાથી એ વિશ્વોપકારી દેવાધિદેવના સ્વરૂપ, જીવન, ગુણ, શક્તિ અને ઉપકારની અદ્ભુતતાનો ખ્યાલ આવશે. પ્રભુ શ્રી અરિહંતદેવની પ્રત્યે ઉછળતી શુદ્ધ પ્રીતિ જગાવ્યા વિના સાંસારિક મલિન પ્રીતિઓ ટળી આત્માનું ઉર્ધ્વીકરણ થવું અશક્ય છે. એ પ્રીતિ જગાડવાની ભવ્ય પ્રેરણા પ્રભુની ઓળખ થયાથી મળે. એ માટે પ્રસ્તુત પુસ્તિકા ખૂબ જ સહાયક બનશે.

વિશેષતઃ આગ્રહભરી વિનંતિને માન આપી આ પુસ્તિકા ઉપર વિદ્વદ્વર્ય શાંતમૂર્તિ પૂ. પન્યાસજી મહારાજ શ્રી કનકવિજયજી ગણિવર્યે વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના લખી આપી તે બદલ અમે એમના ઘણા આભારી છીએ.

દિવ્યદર્શ કાર્યાલય તરફથી 'નિશ્ચય વ્યવહાર' અને 'અરિહંતની ઓળખ' જેવા તાત્ત્વિક વિષયના પ્રકાશનોનું પ્રુફ–મુદ્રણાદિ કાર્ય સંભાળવાનું મને મળ્યાથી મારી જાતને હું અહોભાગ્ય સમજું છું. મુદ્રણમાં પ્રેસદોષ અને મારા મતિમાન્દ્યના કારણે કોઇ ક્ષતિ રહી ગઇ હોય તો તે બદલ હું ક્ષમા ચાહું છું. શ્રી રાધાકૃષ્ણ મુદ્રણાલયના માલિક શેઠ શ્રી બાબુભાઇએ દાખવેલા સૌજન્યને ય કેમ વીસરી શકું ?

કાળુશીની પોળ, કાળુપુર.
**અમદાવાદ.**
વીર સં. ૨૪૮૩, શ્રાવણ સુદ ૧૫
શનિવાર.

લિ.
**શાહ શાન્તિલાલ ફુલચંદ.**
C/o. દિવ્યદર્શન કાર્યાલય.

પ્રખર પ્રવચનકાર, સમર્થ વિદ્વાન, શાંતમૂર્તિ પૂ. પન્યાસજી મહારાજ શ્રી કનકવિજયજી ગણિવર્યની વિદ્વત્તા અને દોહનભરી કલમે આલેખાયેલ

## —: આદિ–વક્તવ્ય. :—

અનાદિ અનત સમારમાં કર્મ-પરવશ આત્મા, ચાર ગતિઓમાં પાચ જાતિરૂપે, અનતકાળથી પરિભ્રમણ કરતો આવ્યો છે સુખાભાસરૂપ સુખોમા, આનદ, હર્ષ કે ઉન્માદને આધીન બનતો તથા પાપોદયજનિત સાંસારિક દુખોમાં શોક, આક્રદ અને દૈન્યને ધારણ કરતો સસારી આત્મા અનંત ભૂતકાળમા ક્યાંયે કોઇ રીતે હરીહામ બનીને રહ્યો નથી જન્મ, જરા, મૃત્યુ, અને તેના કારણરૂપ કર્મ, કષાયના કલેશની પર પરાને વૃદ્ધિ પમાડતો આ જીવાત્મા, પોતાના સાચા સ્વરૂપને ખોઇ બેઠો છે માટે જ તેના માથે સસાર પરિભ્રમણ નિરવધિ ચાલુ છે સસારી જીવને પૌદ્ગલિક ઇષ્ટ સયોગજન્ય કે અનિષ્ટ વિયોગજન્ય સુખ ગમે છે તે આવે ત્યારે જાણે જીવનમાં આ સુખ જોયુ-અનુભવ્યુ ન હોય તેમ, ક્ષુધાતુર અન્નને જોઇને ભાનભૂલો બને તે રીતે ભાન-સાન ખોઇ બેસે છે, પણ તેને ઇષ્ટ વિયોગજન્ય કે અનિષ્ટ સયોગજન્ય દુખ નથી ગમતું

આત્માને જગતનાં ઐશ્વર્ય, સંપત્તિ કે અફાટ વૈભવો, અને પૌદ્‌ગલિક સુખોનો વિરાટ સમુદાય પ્રાપ્ત થવા છતાં સુખ, શાંતિ કે સ્વસ્થતાની તેની ભૂખ સાચી રીતે શમી નહિ. અકારણ જગદ્-બંધુ, અનન્ત કરુણાસિન્ધુ, દેવાધિદેવ શ્રી અરિહંત પરમાત્માનો એ ઉપકાર છે કે, તેઓએ સંસાર સમસ્તના આત્માઓના મંગલ કાજે, વાસ્તવિક શ્રેય માટે, અવ્યાબાધ સુખ, અનંત સામર્થ્ય તથા અક્ષય સમૃદ્ધિની પ્રાપ્તિ માટે, ધર્મતીર્થની સ્થાપના દ્વારા સદ્‌ધર્મનો ભવ્ય સંદેશ વહેતો કર્યો,

* * *

એ અનન્ત ઉપકારી શ્રી અરિહંત પરમાત્માનાં સ્વરૂપની, તેમનાં ધર્મશાસનની યથાર્થ ઓળખ માટે, પ્રસ્તુત પ્રકાશન ખૂબ જ ઉપકારક છે. જગત આજે જ્યારે ચૈતન્યવાદને ભૂલી, જડવાદની પૂજામાં જોર શોરથી લાગી રહ્યું છે, આત્માનાં સાચા સુખનાં સાધનોને મૂકી, સુખાભાસમાં જકડી રાખનારા બાહ્ય પૌદ્‌ગલિક રંગરાગમાં ગળાડૂબ ડૂબી રહ્યું છે, તેવા સમયે આ પુસ્તક, સંસારના વિચારક વર્ગને વાસ્તવિકતાના રાહે દોરવણી આપવાના એક મંગલકાર્યને કરી રહ્યું છે.

શરીર, સંપત્તિ તથા સ્વજનની ત્રિપુટિના મોહમાં અંધ બનેલો, અને રાગ, દ્વેષ, ક્રોધ, માનાદિ કષાયો, તથા અજ્ઞાન, અવિરતિમાં અથડાતો આ આત્મા, અનંતકાળથી જે અસ્સીમ વેદનાઓના મહાસાગરમાં ડૂબી રહ્યો છે, તેમાંથી તેનો ઉદ્ધાર કરનાર, તેનો હાથ પકડી તેને અનંત સુખસાગરમાં નિમગ્ન રાખનાર દેવ, ગુરુ તથા ધર્મરૂપ ત્રિપુટિ છે. તેમાં ધર્મ સાક્ષાત્ ઉપકારક છે. છતાં તે શુદ્ધ ધર્મરૂપી રત્નનું દાન કરી, સંસાર

સમસ્તના ભવ્ય જીવો પર અનંત ઉપકાર કરનારા વિશ્વમાં કોઇ હોય તો તે શ્રી અરિહંત પરમાત્મા છે ગુરૂપદે રહેલા સુસાધુઓ પણ જગતને જે ધર્મમાર્ગમાં સ્થાપે છે, તેના પ્રવર્તક-પ્રચારક તથા સંસ્થાપક તો શ્રી અરિહંત ભગવંત જ છે, માટે જ શ્રી અરિહંત પરમાત્માની ઓળખાણ વાસ્તવિક રીતે થવી-કરવી ખૂબ જ જરૂરી છે, એ ઓળખાણ જ રત્નોની ખાણ છે

પ્રસ્તુત પુસ્તકના લેખક વિદ્વાન મુનિપ્રવરશ્રીએ આજ એક ઉદ્દેશને હૃદયગત રાખીને આ પુસ્તકમા શ્રી અરિહંત પરમાત્માની ઓળખાણ માટે મનનીય ઉદ્બોધક તથા જીવનોપયોગી સાત્ત્વિક, તાત્ત્વિક તેમજ કલ્યાણકારી જે વિચારધારા રજૂ કરી છે, તે ખરેખર અતિશય ઉપકારક છે, એમ કહ્યા વિના ચાલતુ નથી અતિશયોક્તિ કે અત્યુક્તિ નહિ, પણ વાસ્તવિક રીતે વિચારતા, પુસ્તકના એકે એક વિષયનુ સાંગોપાંગ અધ્યયન, મનન તથા ચિંતન કરતાં, કોઇ પણ સહૃદય વિચારક આત્માને આ ગ્રંથમા સર્વ ધર્મશાસ્ત્રોનો, દાર્શનિક તથા તાત્ત્વિક ગ્રંથોનો સાર સંગૃહીત થયેલો જણાયા વિના નહિ રહે।

ગઈપણ તાત્ત્વિક ચર્ચા, દાર્શનિકવાદ યા શાસ્ત્રીય વિચારણાને લેખક વિદ્વાન મુનિપ્રવરશ્રીએ અહીં જતી કરી નથી પૂર્વ પક્ષને સ્થાપિત કરીને તેનો યુક્તિપૂર્વકનો, સમજી શકાય તેવી સરળ શૈલીએ સચોટ ઉત્તર અને તેમા રહેલુ શાસ્ત્રીય તત્ત્વ, પ્રમાદિનુ સરળ પદ્ધતિએ તેઓ અહીં આલેખન કરે છે માટે જ આ ન્હાના પણ તાત્ત્વિક દષ્ટિએ મહાન ગ્રંથને સંસારના સનાતન સ્વ-પરોપકાર તત્ત્વોનો ઉદ્બોધક આકર-

વાળો જ હોય છે. ક્રમશઃ એ ઉચ્ચતા વિકાસ સાધતી સર્વ શ્રેષ્ઠ ભૂમિકાએ આવે છે, એ છે શ્રી અરિહંત પરમાત્માનો છેલ્લો ભવ; શ્રી અરિહંત પરમાત્માના અંતિમ ભવની મંગલ જીવનરેખા, શાસ્ત્રીય દૃષ્ટિએ ખૂબ જ સુંદર શૈલીમાં ટૂંકમાં પણ સમગ્ર જીવનને સ્પર્શતી અહિં બીજા પ્રકરણમાં આલેખાઇ છે.

શ્રી તીર્થંકર પરમાત્માના અંતિમ ભવની લોકોત્તર આરાધના, કલ્યાણકર જીવન સાધનાને આલેખવામાં મુનિરાજશ્રીએ અહિં એકેય પ્રસંગને જતો કર્યો નથી, છતાં પ્રાસંગિક વર્તમાનનાં વાતાવરણને સ્પર્શીને પ્રશ્નોની છણાવટ કરવામાં પણ તેઓએ કશી ન્યૂનતા રાખી નથી. એકંદરે ૨૭ પેજના આ પ્રકરણમાં લેખક વિદ્વાન મુનિવરશ્રીએ શ્રી અરિહંત પરમાત્માના અંતિમ ભવની લોકોત્તર જીવન સાધનાને પોતાની આગવી શૈલીથી ટૂંકમાં શબ્દ દેહ આપી, શ્રી તીર્થંકર પરમાત્મા પ્રત્યેના અદ્‌ભૂત ગુણાનુરાગની સાથે પોતાનાં હૈયામાં રહેલા દેવાધિદેવ શ્રી અરિહંત ભગવંત પ્રત્યેના અપૂર્વ ભક્તિભાવને પોતાની કલમ દ્વારા અહિં ગ્રંથસ્થ કર્યો છે. ટૂંકમાં શ્રી અરિહંત ભગવંતનાં જીવનનું સિંહાવલોકન આ પ્રકરણમાં આવી જાય છે.

લેખક મુનિવર શ્રી પ્રૌઢ છે, શાસ્ત્ર રહસ્યોના જ્ઞાતા છે. પૂજ્ય પાદ પરમ ગુરુદેવશ્રીની સેવામાં પરમ વિનયભાવે વર્ષો સુધી રહી, તેઓએ સુંદર જ્ઞાનસાર ગ્રહણ કર્યો છે. આજ કારણે તેઓની લેખન શૈલીમાં અનુભવની પરિપકવતા તેમજ દૃષ્ટાંતો તથા યુક્તિઓનો ભંડાર, ને પ્રાસંગિક કથનની પુષ્ટિ

માટે સમગ્ર ગ્રંથમાં દૃષ્ટિગોચર થાય છે તે યુક્તિઓ સામાન્ય નહિ, પરપક્ષને પ્રૌઢ તથા સચોટ દૃષ્ટાંતોની શૈલી પણ તેવી જ આકર્ષક તેમજ સંગીન, યુક્તિની સચોટતા તથા અનુભવની પરિપકવતા લેખક મુનિરાજશ્રીમાં કેવી સચોટ છે, તે માટે એક જ દાખલો આ પ્રકરણમાંથી આપણે લઇએ ! શ્રી અરિહંત પરમાત્મા કે સિદ્ધ પરમાત્મા મોક્ષે ગયા બાદ જે અનંત સુખનો આસ્વાદ કરે છે, જે અનંત સુખના સ્વામી બને છે, તે સુખ સર્વ જીવોનાં સુખ કરતા અનંતગુણ હોય છે તેને અંગે શ્રી પંચસૂત્રમાં આવતા નિર્દેશ પરથી લેખક મુનિવર શ્રી કેવું વેધક તથા સચોટ તલસ્પર્શી વર્ણન કરે છે, તે માટે તેઓના જ શબ્દો જોઇએ, 'સિદ્ધના આત્માઓ અક્ષય, અવ્યાબાધ, અનંત સુખમાં ઝીલે છે, એ સુખ સર્વ જીવોના સુખ કરતા અનંતગુણું હોય છે, સંયોગની અપેક્ષા વિનાનું નિરપેક્ષ આત્મસુખ હોય છે સંયોગજન્ય સુખના અભ્યાસીને એના અનુભવનો ખ્યાલ નથી આવી શકતો, પણ તે વાસ્તવિક સુખ છે અને અનંત પ્રમાણવાળુ છે કેમકે જીવને જો એક શત્રુના નાશથી ય મહા આનંદ થાય છે, એક ઇચ્છાની પૂર્તિ અને નિવૃત્તિ થવાથી અપૂર્વ આનંદ લાગે છે, એક રોગ, એક પીડા, ને એક ઉપદ્રવના નાશથી અદ્‌ભૂત સુખનો અનુભવ થાય છે, એક સારા પદાર્થની પ્રાપ્તિથી અપૂર્વ મઝા આવે છે, તો પછી સર્વ શત્રુના અભાવથી, સર્વ ઇચ્છાની નિવૃત્તિથી, સર્વ પદાર્થની પ્રાપ્તિથી અને સર્વ રોગ-પીડા-ઉપદ્રવના નાશથી અનંત સુખ પ્રાપ્ત થાય, અનુભવાયા કરે એમાં શી નવાઇ?'

ત્માનો જ કહેવાશે.' આ પીઠિકાથી લેખક મુનિરાજશ્રી દ્વારા આ સમગ્ર પ્રકરણમાં શ્રી જિનેશ્વર ભગવાનના લૌકિક–લોકોત્તર દ્રવ્ય તથા ભાવ ઉપકારોનું ભિન્ન ભિન્ન દૃષ્ટિએ અદ્ભૂત વર્ણન કરવામાં આવ્યું છે. ઈહલોકનો કે પરલોકનો, પાપી કે પુણ્યવાન ઉપરનો પણ શ્રી અરિહંત પરમાત્માનો અકારણ ઉપકાર કેવી રીતે છે? તેનું આલેખન મુદ્દાસરના શબ્દોમાં સુંદર રીતે અહિં થયું છે. અર્થશાસ્ત્ર, આરોગ્ય, દેશ, સમાજ, કુટુંબ, કુળ ઈત્યાદિ દૃષ્ટિએ જે કાંઈ સારૂં, અનુકૂળ કે ઇષ્ટ બની રહ્યું છે, સંસારી જીવને જે કાંઈ સુખ, સગવડો, સંપત્તિ કે જગતમાં માન, સન્માન, પદ, પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ રહ્યા છે, તે બધું યે ધર્મના પ્રભાવે; અને તે ધર્મના પ્રવર્તક, સ્થાપક શ્રી અરિહંતદેવ જ છે. એટલે જે લૌકિક કે લોકોત્તર સર્વ લાભો સંસારમાં આત્માને પ્રાપ્ત થઈ રહ્યા છે, તે બધાયમાં મૂળ શ્રી અરિહંતદેવની અસ્સીમ કરૂણા જ કારણરૂપ છે.

આ પ્રકરણમાં આ હકીકત પર ભાર મૂકીને શ્રી અરિહંત પરમાત્માના નામ, સ્થાપના ઇત્યાદિની પૂજનીયતા ઉપર સચોટ નિરૂપણ કરવામાં આવ્યું છે. સાથે શ્રી તીર્થંકરદેવના દેહનો, ને આત્માનો વિશ્વના સમસ્ત આત્માઓ ઉપર જે ઉપકાર થઈ રહ્યો છે, તેનું ટૂંક આલેખન અહિં વિદ્વાન મુનિપ્રવરશ્રીએ કર્યું છે. યાવત્ સંસાર સમસ્તના અભયદાનના દાતા, ઉપદેશક અને અભયમાર્ગના સાચા સાર્થવાહ તરીકે પણ શ્રી અરિહંતદેવના ઉપકારને અહિં વર્ણવ્યો છે.

વિવિધ દૃષ્ટિકોણથી, અનેક રીતે શ્રી તીર્થંકર પરમાત્માના ત્રણ લોક પરના અનંતાનંત ઉપકારોનું ભવ્ય આલેખન

૧૭ પેજના આ પ્રકરણમા ભાવનાહી શૈલીમા ગણિવરશ્રીએ કર્યું છે

પ્રકરણ છઠ્ઠુ, સમગ્ર ગ્રથના વિષયોમા તાત્વિક ચર્ચા તથા જૈન દર્શનની અને અનત ઉપકારી પરમતારક શ્રી અરિહત પરમાત્માની સુસવાદી તત્ત્વ-વ્યવસ્થાને સાગોપાગ વિવિધ પાસાઓની રજુઆત દ્વારા મહત્ત્વનુ બન્યુ છે આ પ્રકરણ 'શ્રી અરિહત પરમાત્માએ વિશેષ શુ આપ્યુ ?' એ શિર્ષકથી શરૂ થાય છે વાસ્તવિક દૃષ્ટિએ તો સસારના સર્વશ્રેષ્ઠ આચારો તથા સર્વશ્રેષ્ઠ વિચારોનુ કેન્દ્ર-ઉગમ સ્થાન જૈનદર્શન છે, અરિહત ભગવતનુ વિશ્વકલ્યાણકર ધર્મતીર્થ છે એટલે જે કંઇ સુસવાદી આત્મહિતકર સદ્વિચારો સસારમા ઉપલબ્ધ છે, તે બધાયનુ મૂળ જૈનદર્શન છે જૈન સિદ્ધાતમાની અનેકાન્ત દૃષ્ટિ એ વિશ્વના સમસ્ત કુમતો, મિથ્યાવાદો, એકાતપ્રધાન માર્ગ, એ બધાયની સામે લાલબત્તી ધરે છે વસ્તુમાં રહેલા અનત ધર્મો સાપેક્ષ દૃષ્ટિએ સમજવા માટે જૈનદર્શનની અનેકાન્ત વ્યવસ્થા ખૂબ જ ઉપકારક તથા માગદર્શક છે સર્વ દાર્શનિક વ્યવસ્થા, કે આત્મા-પરમાત્મા આદિ તત્ત્વોની વિચારણા કેવળ એકાત દૃષ્ટિના કારણે નિષ્ફળ યા મિથ્યા બની જાય છે અને જ્યા આત્માદિ તત્ત્વોની વિચારણા સુસગત નથી, ત્યાં આત્માને કર્મબધનોથી મુક્ત કરવા માટેના આચારો કે અનુષ્ઠાનોનુ સુસાગત્ય જળવાઇ ન રહે એય સ્વાભાવિક છે

આજ કારણે જૈનદર્શનના તત્ત્વજ્ઞાન તથા તે તત્ત્વજ્ઞાનના પૂરક સદનુષ્ઠાનોનુ યથાર્થ જ્ઞાન પણ તેના પ્રરૂપકો પ્રત્યેના શ્રદ્ધા, સદ્ભાવ તેમજ સમર્પણ ભાવનુ પ્રેરક બને છે શ્રી અરિહત પરમાત્માના સ્વરૂપની સાચી પિછાણ તેમજ તેમના

વ્યક્તિત્વની લોકોત્તર મહત્તા, તેઓના સદુપદેશ, સિદ્ધાંત પ્રરૂપણા તથા સુસંવાદી તત્ત્વ વ્યવસ્થા પર જ આધાર રાખે છે. આ દૃષ્ટિને લક્ષ્યમાં લઇ પ્રસ્તુત પુસ્તકના લેખક મુનિરાજ શ્રી ભાનુવિજયજી ગણિવરશ્રીએ છેલ્લા પ્રકરણમાં જૈન દર્શનના સારભૂત મૌલિક સિદ્ધાંતો તથા સદનુષ્ઠાનો ટૂંકમાં પણ સરળ શૈલીયે સમજાવ્યા છે.

સ્યાદ્વાદ, નયવાદ, પ્રમાણવાદ, સપ્તભંગી, કારણવાદ, કર્મનું તત્ત્વજ્ઞાન ઇત્યાદિ તાત્ત્વિક ચર્ચાદ્વારા શ્રી અરિહંત પરમાત્માએ સંસાર સમસ્તને સાચું જ્ઞાન, જગતના પદાર્થોને ઓળખવાની સાચી દૃષ્ટિ આપીને જે ત્રણ લોકના ભવ્ય જીવો પર અનંત ઉપકાર કર્યો છે, તે વચનાતીત છે એ વસ્તુ આથી ફલિત થાય છે. આ તત્ત્વજ્ઞાનને પામેલો આત્મા, સમ્યગ્‌જ્ઞાન ગુણ દ્વારા સમ્યક્ ક્રિયામાં જોડાઇ, જે રીતે આત્માનો વિકાસ સાધે છે, તે 'આત્મ ઉત્ક્રાંતિક્રમ' શિર્ષકમાં લેખક મુનિપ્રવર શ્રી ગુણસ્થાનકના સ્વરૂપને દર્શાવતા સૂચવે છે. આ પ્રકરણમાં જ્ઞાનની ચર્ચા, જૈનદર્શનના ઉચ્ચતમ જ્ઞાનના ભંડારને વિશદ દૃષ્ટિએ રજૂ કરવામાં આવેલ હોવાથી, શ્રી અરિહંતના માર્ગની મહત્તા, તેમનાં ધર્મતીર્થની લોકોપકારિતા સમજવામાં આ પ્રકરણનો ફાળો મહત્ત્વનો છે.

લેખક ગણિવરશ્રીનો અભ્યાસ, ચિંતન, મનન, તથા દીર્ઘકાલીન જૈન જૈનેતર દર્શનના તત્ત્વજ્ઞાનના પરિશીલનના મૂર્ત પરિપાકરૂપ આ પ્રકરણ જૈન સિદ્ધાંતના મૌલિક તત્ત્વોને સમજવામાં ખૂબ જ ઉપકારક છે. પ્રથમ પ્રકરણ જેમ હળવી પણ તાત્ત્વિક ચર્ચા દ્વારા 'અરિહંત જ દેવ હોઇ શકે છે, તે વસ્તુને કોઇ

પણ સહૃદય સુજ્ઞ વાંચકના હૈયામાં પ્રસ્થાપિત કરવામાં ઉપકારક છે, તે જ રીતે આ અંતિમ પ્રકરણને સાદ્યંત વાંચનાર સરલહૃદયી જીજ્ઞાસુને એમ ચોક્કસ નિષ્પક્ષભાવે લાગે છે કે, 'આવો સુંદર તત્ત્વજ્ઞાનનો વારસો સંસાર સમસ્તને આપનાર શ્રી અરિહંત દેવ સિવાય ત્રણેય લોકમાં ને ત્રણેય કાળમાં કોઇ જ દેવાધિદેવ હોઇ શકે જ નહિ' (એ શ્રદ્ધા દૃઢ થયા વિના ન જ રહે)

કર્મબંધના કારણો, વિરતિવાદ, ષટ્ આસ્તિક ય. પડ્દ્રવ્ય, ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય સિદ્ધાંત, સાત તત્ત્વ, સાત નય, સાત ભંગ, નિક્ષેપ, અનુયોગદ્વાર, પ્રકરણો, જૈનાગમો, પંચપરમેષ્ઠી તથા જૈન-દર્શનના અનેક યોગો, ઇત્યાદિ વિષયો જે સમ્યગ્દર્શન, સમ્યગ્ જ્ઞાન તથા સમ્યક્ચારિત્ર રૂપ રત્નત્રયીના મોક્ષમાર્ગમાં આત્માને સ્થિર, ધીર, તથા વીર બનાવનાર છે, તેનું સુંદર શૈલીમાં અહિં વર્ણન થયું છે, જે ગાગરમાં સાગરનો સમાવેશ થયો છે એમ અતિશયોક્તિ વિના કહી શકાય યોગમાર્ગ તથા અધ્યાત્મમાર્ગ વિષે વિવિધ દૃષ્ટિ બિન્દુઓથી જે વિવેચન કરવામાં આવ્યું છે, તે જૈનદર્શનના આરાધના માર્ગનું સ્વરૂપ નવી રીતીમાં શબ્દસ્થ બનાવીને ગ્રંથના લેખક વિદ્વાન મુનિ-પ્રવરશ્રીએ પોતાના આરાધક ભાવથી ભીંજાએલ હૃદયને જાણે મૂર્તિમંત બનાવ્યું હોય તેમ આ પ્રકરણના પ્રતિપાદિત વિષયોનું વાંચન, મનન કરનાર સારગ્રાહી મુમુક્ષુ આત્માઓને જરૂર લાગશે

ઉપસંહાર કરતાં તેઓ સ્પષ્ટ કરે છે કે, 'આ રીતે બહુ સંક્ષિપ્ત અને આછા સ્વરૂપમાં શ્રી અરિહંત પરમાત્માનાં સ્વરૂપ, જીવન, ગુણો અને ઉપકારનું અવલોકન કર્યું એકલા ઉપકારના વિષયમાં તે તે જ્ઞાનપ્રકાશનો વિસ્તાર વર્ણવવા બેસીએ

તોય પાર ન આવે, તો પાંચેના સંબંધમાં તો પૂછવાનું જ શું ? આવા સ્વરૂપવાળા પરમાત્મા એજ ખરેખર પરમ આત્મા છે, એ જ આ ભવ, પરભવ અને ભવોભવના હિતકારી, ઉપકારી અને સુખકારી છે ' છેવટે તેઓ સર્વ કોઇ કલ્યાણ-કામી આત્માઓને દિવ્ય સદેશ આપતાં સ્પષ્ટપણે ઉપદેશે છે કે, 'માટે જ શ્રી અરિહંત પ્રભુનાં શરણને જ સ્વીકારી એમની આજ્ઞાનુકૂલ જીવન બનાવવું હિતાવહ છે.'

મારે પણ વિદ્વત્પ્રવર મુનિવર્ય શ્રી ભાનુવિજયજી ગણિવરના શબ્દોમાં શબ્દો જોડતાં, પ્રસ્તુત પુસ્તકના વિષયોનું સિંહાવ-લોકન પૂર્ણ કરતાં એજ કહેવાનું રહે છે કે, 'જેઓએ આત્માનું સાચું શ્રેય સાધવું છે, અનંત વેદનાઓ, દુઃખો તથા દ્વંદ્વોથી પરિપૂર્ણ ભવસાગરના પારને પામવો છે, તેઓ માટે શ્રી અરિહંત પરમાત્માનાં શાસન સિવાય અન્ય કોઇ જ શરણ નથી, એ ત્રિકાલસત્ય કદી ભૂલાવું જોઇએ નહિ.'

આવા અદ્ભૂત ગ્રંથરત્નના લેખક મુનિપ્રવર શ્રી ભાનુ-વિજયજી ગણિવર્ય શ્રી માટે ખરેખર આપણને સદ્ભાવ ઉત્પન્ન થયા વિના નહિ રહે! વિદ્વદ્વર્ય લેખકશ્રીએ પોતાના જ્ઞાન, સંયમ, શ્રદ્ધા, ચિંતન, મનન, નિદિધ્યાસન તથા અખંડ ગુરુ-સેવા, સ્વાધ્યાય, તપ ઇત્યાદિના પરિપાકને આ ગ્રંથમાં જાણે શબ્દ દેહ આપ્યો છે, એમ કહેવામાં યત્કિંચિત્ પણ અત્યુક્તિ નથી. ૨૪ વર્ષની યૌવનવયે સંસાર સમસ્તના પ્રલોભનોને ત્યજી, વૈરાગ્યના રંગે રંગાઇને જેઓએ પૂજ્યપાદ, પરમગુરુદેવ, સિદ્ધાન્ત મહોદધિ, સુવિહિત શિરોમણિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રેમ-સૂરીશ્વરજી મહારાજનાં શરણને સ્વીકારી ચારિત્ર–રત્નને ગ્રહણ

કરેલ છે, તે મુનિવર્ય શ્રી ભાનુવિજયજી ગણિવરનુ સમગ્ર સંયમી જીવન તપ, સ્વાધ્યાય તથા અખડ જ્ઞાનોપાસનાથી ઓત પ્રોત છે ગભીર વિદ્વત્તા, અદ્ભુત વકતૃત્વ, તથા સુદર શાસન-પ્રભાવકતા, એ બધાયનો સગમ તેમના ચારિત્રશીલ જીવનમાં કોઇ અપૂર્વ રીતે રહેલો છે તપ, જપ, સ્વાધ્યાય, પઠન, પાઠન ઇત્યાદિ સયમી જીવનના નિત્ય અલકારરૂપ અનુષ્ઠાનોમાં સદા જાગ્રત રહેવા છતા પરોપકાર કાજે વ્યાખ્યાનાદિ પ્રવૃત્તિઓ દ્વારા અનેક ભવ્યાત્માઓ પર તેઓ અનુપમ ઉપકાર કરી રહેલા છે આમ તેઓના જીવનમાં શ્રી વીતરાગ શાસનની આરાધના, રક્ષા, તથા પ્રભાવના જે રીતે થઇ રહી છે, તેમાં તેઓના હૃદયમાં પૂજ્યપાદ, પરમોપકારી, પરમસયમમૂર્તિ, સુવિહિત શિરોમણિ, પરમગુરુદેવ આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજશ્રી પ્રત્યેનો અદ્ભુત ભકિતભાવ તથા તે પરમકારુણિક પૂજ્યપાદશ્રીનો તેઓ પ્રત્યેનો કૃપાભાવ જ મુખ્ય આલબનરૂપ છે

લેખક મુનિરાજશ્રીએ અત્યાર અગાઉ અનેક વિષયો પરના શ્રી અરિહતદેવના શાસનપ્રત્યે, ને તેમના વિશ્વોપકારક સદ્ધર્મ-માર્ગ પ્રત્યે સર્વ કોઈ યોગ્ય આત્માઓનો શ્રદ્ધાભાવ દૃઢ બને તેવાં પ્રકાશનો લખીને, સમ્યગ્જ્ઞાનની-શ્રુતજ્ઞાનની ભકિત કરી છે, તે જ રીતે આ ગ્રથ, જે 'દિવ્યદર્શન' સાપ્તાહિકમાં ક્રમશ પ્રસિદ્ધ થયેલ લેખમાળાનુ સસ્કારિત-રૂપાતર છે તે પણ, શ્રી જૈનશાસન પ્રત્યેના અહો ભાવથી પ્રેરાઇને સસારના અભ્યાસી મુમુક્ષુ જીવોના કલ્યાણકાજે તેઓએ પરિશ્રમ લઇ તૈયાર કર્યો છે ચિંતન તથા મનનનો આ ગ્રંથ, જગતની ત્રણેય લોકના

સાત્ત્વિક, શ્રેષ્ઠ તથા મંગલરૂપ વિચારધારાના પ્રતીકરૂપે છે વર્તમાનકાળના જડવાદમાં આંધળીઆ કરનારા છતાં અભ્યાસ-દૃષ્ટિ જેઓમાં જીવંત છે, તેવા વિચારક વર્ગને પણ આ ગ્રંથ ઉદ્બોધક તેમજ માર્ગદર્શક છે.

લેખક મુનિવર શ્રી ભાનુવિજયજી ગણિવરશ્રી પૂર્વકાળમાં વર્તમાનનાં કૉલેજ સુધીના પાશ્ચાત્ય શિક્ષણને પામી, પોતાની તાત્ત્વિક દૃષ્ટિને વિકસાવી, જૈનદર્શન પ્રત્યે સમજણ, શ્રદ્ધા તેમજ સમર્પણથી ભાવિત બનેલા સત્ત્વશીલ વિચારક છે. તેઓશ્રીની લેખિની શાંત, તેજસ્વી છતાં સ્વસ્થ છે. તેઓનું વક્તૃત્વ પ્રભાવશાલી, સંગીન તથા સર્વ કોઇ સાંભળનારના હૈયામાં શ્રી વીતરાગદેવના વૈરાગ્યમાર્ગમાં વાળનારું પ્રભાવક છે. તેઓ વૈરાગ્યમય વાણીને સુમધુર કંઠે જ્યારે લલકારે છે, ત્યારે શ્રોતાગણ તે સાંભળતાં ખરેખર તદાકાર બની જાય છે.

આવા મુનિવરશ્રીનાં વ્યક્તિત્વનું પ્રતિબિંબ તેઓની આ સાત્વિક તથા શ્રેયમાર્ગની સાધક વિચારધારામાં પ્રતિબિંબિત થએલ જોઇ શકાય છે. શ્રી જૈન દર્શન પ્રત્યે, તેના સ્થાપક દેવાધિદેવ શ્રી અરિહંત દેવ પ્રત્યે સંસાર સમસ્તને શ્રદ્ધા, સદ્ભાવ તથા સમર્પણભાવ જાગ્રત બને, અજ્ઞાન, મોહ તથા મિથ્યાભાવનો ગાઢ અંધકાર જે વિશ્વની ચોમેર ફેલાઇ રહ્યો છે, તે આવા સમ્યગ્જ્ઞાન પ્રકાશના તેજસ્વી કિરણોથી ટળે, તેવાં પ્રકાશનો તેઓ પ્રગટાવતાં રહે, એવી અભિલાષા હું અવશ્ય રાખી શકું !

ને પ્રસ્તુત પ્રકાશનના વિષયનું સારગ્રાહી વિચારક આત્માઓ અવગાહન કરી, શ્રી અરિહંત દેવનાં પરમતારક શરણને સ્વી-

કારી આત્મશ્રેય સાધવા સવિશેષ ઉજમાળ બની, આ ગ્રંથ રત્નના લેખક, સંયોજક તથા સંપાદકના પરિશ્રમને સફળ બનાવો એ શુભકામના સહ હું વિરમું છું

અમર જૈનશાળા, ટેકરી,
ખંભાત

પં૦ કનકવિજય ગણિ
અષાડ સુદ ૧૧ રવીવાર
શ્રી વીર સંવત ૨૪૮૩

## —: અનુક્રમણિકા :—

[સમાપ્ત]



## —: પરમાત્માનુ સ્વરૂપ :—

### આત્મોન્નતિમા અનિજરૂરી

# શ્રી અરિહંત પરમાત્માની ઓળખાણ.

**ઊંચી અને નીચી શક્તિઓમા વિવેક —**

માનવભવ જેવા સુવર્ણભવમા શુ વિશેષ મળ્યુ છે? બળવાન માયાની શક્તિ નહિ, ચકોર ઇન્દ્રિયોની શક્તિ નહિ, પાવરધા હાથ-પગ વગેરે વિશિષ્ટ અવયવોનુ કે યુક્તિપૂર્વક છટાદાર બોલવાનુ બળ નહિ, કિન્તુ હાર્દિક સદ્દભાવનાબળ, માનસિક સુબુદ્ધિબળ અને આત્મિક સુનિર્ણયશક્તિ સાથે સત્પુરુષાર્થ-શક્તિ વિશેષ તરીકે એ મળેલ છે માનવની કાયા-ઇન્દ્રિયો વગેરેની શક્તિઓ અલબત કીડા-પશુ આદિની શક્તિઓ કરતા ઉચી વિશિષ્ટ શક્તિઓ છે, પરંતુ એ પણ માનવહૃદય-મન-આત્માની શક્તિઓ કરતા નીચી

કોટિની છે. માનવની ઉપર કહેલાં બળવાન હાર્દિક માનસિક અને આત્મિક શકિતઓ અતિ ઉચ્ચ અને કિંમતી છે. ત્યારે વિચારો કે નીચી કોટિની કાયા-ઇન્દ્રિયો વગેરેની શકિતઓનો ખૂબ ઉપયોગ કરી લેવાય અને ઉચ્ચ કોટિની એ હૃદય, મન અને આત્માની શકિતઓનો ઉપયોગ ન કરાય કે ઓછો કરાય એ શું મૂર્ખતા નથી? જેની પાસે ગાડી, મોટર બંનેય છે એ બળદગાડીમાં રોજ બહુ ફરે અને મોટરમાં વર્ષમાં કોકવાર ફરે, તો એને લોક મૂર્ખ કહે કે બીજું કાંઈ?

ત્યારે તમે કહેશો કે અમે હૃદય, મન અને આત્માની ભાવના-બુદ્ધિ-પુરુષાર્થ શકિતઓનો પણ ખૂબ ઉપયોગ કરીએ જ છીએ,

તો તમને એ પ્રશ્ન છે કે એ ઉપયોગ કેવો કરો છો? સદુપયોગ કે દુરુપયોગ? પશુ કરે એવો ઉપયોગ કે દેવ પણ ન કરી શકે એવો ઉપયોગ? મળેલી આ વિશિષ્ટ કોટિની દુર્લભ શકિતઓનો દુરુપયોગ ધૂમ પ્રમાણમાં કરાય અને સદુપયોગનું દેવાળું હોય, એ કેટકેટલું દુઃખદ, દયાપાત્ર અને અજ્ઞાનતાભર્યું કહેવાય! ભૂલવા જેવું નથી કે આ શકિતઓનો દુરુપયોગ કાયિકાદિશક્તિના દુરુપયોગ કરતાં ઘણોજ નુકશાનકારક નીવડે છે, અને ભયંકર દુર્ગતિઓમાં ભવભ્રમણ કરા-

વનારા બને છે માટે જ એવા નુકશાનથી બચવા અને અતિ ઉચ્ચ કોટિના લાભો મેળવવા માટે દુર્લભ શક્તિઓના સર્વ દુરુપયોગ ટાળી સુદૃઢ સદુપયોગ કરવાનો સતત પુરુષાર્થ આદરાવો જોઈએ

**ઉચ્ચ શક્તિના ઉપયોગ :**—એ સદુપયોગમા (૧) ભાવના બળથી હૃદયમા સદ્ભાવનાઓ અને પવિત્રતાને ભરચક ભરી દેવાની; (૨) બુદ્ધિબળથી મનને ઉચ્ચ કોટિની સદ્બુદ્ધિઓમા રમતુ રાખવાનુ; મનને સૂક્ષ્મ અને સુદર કોટિની તાત્ત્વિક વિચારણા-યોજના-મનોરથો કરતુ બનાવવાનુ, તથા (૩) નિર્ણય-પુરુષાર્થબળથી આત્માની પાસે મહાન તત્ત્વશ્રદ્ધાના નિર્ણય, મોક્ષમાર્ગના અને સિદ્ધાન્તોના નિર્ણયો તેમજ મોક્ષસાધનાના પુરુષાર્થ આદરાવવાના તાત્પર્ય એ છે કે ત્રિવિધ બળથી અ તરથી ઉચ્ચ આદર્શ-મનોરથોવાળા, સુમતિયુક્ત, સદ્વિચારક, વિવેકી, સત્કર્તવ્યના નિર્ધારવાળા, પવિત્ર અને સત્પુરુષાર્થી બનવાનુ છે

**સદુપયોગનુ પહેલુ સાધન :**—આ માટે પહેલ તો આપણી નજર સામે (૧) ઉચ્ચ આદર્શ પુરુષો, (૨) ઉચ્ચ આદર્શ જીવનસરણી, અને (૩) ઉચ્ચ આદર્શ સિદ્ધાન્તો જોઈએ તોજ આપણા

આત્મામાંથી અનાદિની ઠાંસીને ભરેલી મલિનતા દૂર જાય; અને આત્મામાં એ ઉચ્ચ આદર્શો, પવિત્રતા, પુરુષાર્થ વગેરે ઝગમગતા તથા જીવનવ્યાપી બની જાય.

**આત્મિક મલિનતા બે પ્રકારની છે.** એક તો ગમે તેવી અપ્રામાણિક વ્યકિત, વસ્તુ કે માન્યતા પર શ્રદ્ધા અને રુચિ એ મલિનતા છે. ત્યારે બીજી મલિનતા અસદ્ આચરણની મલિનતા છે. એ બંનેને ટાળવા માટે સમ્યકત્વ અને ચારિત્ર (વિરતિ) જ સમર્થ છે. જ્યારે બંનેય મલિનતા દૂર કરાશે ત્યારેજ આત્મા ઉન્નતિની ટોચે પહોંચશે. એમાંય જો પહેલી મલિનતા દૂર થશે તોજ બીજી મલિનતાને નીકળી જવાનો અવકાશ મળશે.

**શ્રદ્ધાની મલિનતાથી** તો માણસની કાંઈ જ કિંમત નથી રહેતી. તેમ **વર્તનની મલિનતાથી** પણ માણસ ઉંચો નથી આવી શકતો. દુનિયામાંય જુઓ કે જેને યોગ્ય વ્યકિત પર શ્રદ્ધા નહિ, યોગ્ય પ્રવૃત્તિની રુચિ નહિ અને સુયોગ્ય સિદ્ધાન્ત તથા મર્યાદા પર આસ્થા નહિ, તો એવા માણસની કાંઇજ કિંમત નથી હોતી. સારો અમલ હજીય મુશ્કેલ હોય, પણ સારી આસ્થામાંથીય જ્યારે માણસ જાય ત્યારે જીવનમાં શું રહ્યુ ? રોગી માણસ અનેક વૈદ ડાક-

ટરો બદલ્યા તો કરે, પણ પાછી જે વખતે જેની દવા ખાતો હોય એ વખતે પણ જો એના પર શ્રદ્ધા ન રાખે, તો વહેમી અને હૈયા વિનાનો જ ગણાય ને? અથવા જીવનમા જેની સાથે સબ ધ લાગ્યો છે એવા માતા, પિતા, પત્ની, પુત્ર, શેઠ, વકીલ વગેરે ઉપર શ્રદ્ધા ન રાખે, તેમ શુદ્ધવ્યવહારના સિદ્ધાન્તો અને સારી પ્રવૃત્તિની રુચિ ન હોય તો એવાને માનવભવ મળ્યા પછી જીવન તો ગમે તેમ પુરૂ થાય છે, પણ તે ઢ ગધડા વિનાનુ અને કુશ્રદ્ધા-કુવિકલ્પો અને કુપ્રવૃત્તિમા અથડાઈ-કુટાઈને પૂર્ણ થાય છે તો આ લૌકિક દૃષ્ટિની જેમ લોકોત્તર દૃષ્ટિએ માણસે યોગ્ય વ્યક્તિ, યોગ્ય તત્ત્વો અને યોગ્ય વર્તન ઉપર શ્રદ્ધા કેળવવી જોઈએ છે સાથે, પ્રવૃત્તિ પણ પાપસ્થાનકોના ત્યાગપૂર્વક એકાતે દર્શન-જ્ઞાન-ચારિત્રમા આદરવી ઘટે છે એ માટેજ ઉચ્ચ આદર્શ પુરુષો, આદર્શ સિધ્ધાન્તો અને આદર્શ જીવનસરણીને સતત નજર સામે ને નજર સામે રાખવાના છે એ ઉચ્ચ આદર્શોની આસ્થામા અને એને યોગ્ય અમલમા હૃદય, મન અને આત્માના ભાવનાબળ, બુધ્ધિબળ, વિવેકબળ અને પુરુષાર્થબળ ખર્ચવાના છે આસ્થામા આત્માનો સમ્યકત્વ ગુણ પ્રગટે છે, અમલમા ચારિત્ર ગુણ પ્રગટે છે ચારિત્ર સર્વથા અને અશે એમ બે પ્રકારે હોય

છે. અંશે ચારિત્રમાં ગૃહસ્થને યોગ્ય બાર વ્રતો આવે છે. સર્વથા ચારિત્ર સાધુનું હોય છે. મોક્ષ સર્વાંશ-ચારિત્રથી જ મળે છે. પણ એ પામવા અંશેય ચારિત્ર જોઇએ. તેના મૂળમાં જે સમ્યકત્વ જરૂરી છે, તેના માટે અહીં આદર્શ પુરુષ તથા એમના વચન ઉપર શ્રદ્ધા કેળવવા અને એમનેજ નજર સામે સ્થિર રાખી લેવા પૂર્વે આદર્શ પુરુષ તરીકે શ્રી અરિહંત પરમાત્માને વ્યવસ્થિતપણે ઓળખી લેવા જોઈએ. મોક્ષના અનન્ય ઉપાયભૂત સમ્યકત્વમાં શ્રી અરિહંત પરમાત્મા પ્રત્યે અટલ વિશ્વાસ અને પ્રીતિ આવશ્યક છે. તો પ્રસંગતઃ સમ્યક્ત્વનો આછો ખ્યાલ કરી લઈ, પછી એના એક વિષય તરીકે સુદેવની શ્રદ્ધાના પ્રસંગમાં પરમાત્વ તત્ત્વનો વિચાર કરીશું.

## સમ્યક્ત્વ-સમ્યગ્દર્શન

**વ્યાખ્યાઃ**—મનુષ્યના પવિત્ર મનરૂપી મંદિરમાં શ્રી અરિહંત પરમાત્મા પ્રતિષ્ઠા કરાવવા યોગ્ય છે. એવા માનવ મનોમંદિરે પહેલાં તો જે ઉચ્ચ આદર્શો, નિર્મળ શ્રદ્ધાબળ અને પવિત્ર વિચારસરણીના અજવાળાં પાથરવાના છે, એના માટે સમ્યકત્વરૂપી દીપક પ્રગટાવવો જોઇએ. સમ્યકત્વ એટલે સમ્યગ્દર્શન પૂ વાચકવર્ય શ્રી ઉમાસ્વાતિજી મહારાજ **શ્રી તત્ત્વાર્થ મહાશાસ્ત્રમાં** કહે છે કે,

तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्।'

'તત્ત્વભૂત પદાર્થોની શ્રદ્ધા તે સમ્યગ્દર્શન'

કલિકાલ સર્વજ્ઞ પૂ આચાર્યપુંગવ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજ **શ્રી યોગશાસ્ત્રમાં** ફરમાવે છે કે,

'रुचिर्जिनोक्ततत्त्वेषु सम्यक्श्रद्धानमुच्यते'

જિને કહેલા તત્ત્વો ઉપર આસ્થા, તે સમ્યક્શ્રદ્ધા કહેવાય છે

સાર એ છે કે સર્વજ્ઞ વીતરાગ શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા તત્ત્વો પરની હાર્દિક શ્રધ્ધાનું નામ સમ્યગ્દર્શન છે અર્થાત્ 'જે જિનોએ કહ્યું તેજ સાચું અને શંકા વિનાનું છે तमेव सच्चं निस्संकं, जं जिणेहिं पवेइअं' એવી હાર્દિક શ્રદ્ધાનું નામ સમ્યગ્દર્શન છે

૩ તત્ત્વ —એ તત્ત્વો ત્રણ પ્રકારે છે:— જ્ઞેય તત્ત્વો, હેય તત્ત્વો અને ઉપાદેય તત્ત્વો એ તત્ત્વો પર રુચિ એટલે કે ત્રણેય પ્રકારના તત્ત્વો માંથી જે જે તત્ત્વ જેવા સ્વરૂપવાળું છે તે તે તત્ત્વ પ્રત્યે એને અનુરૂપ હાર્દિક વલણ રાખવું તેનું નામ સમ્યક્શ્રધ્ધા છે 'અનુરૂપ' એટલે કે (૧) તત્ત્વ જો હેય સ્વરૂપવાળું છે તો એના પ્રત્યે આત્માનું અસારતા-નિર્ગુણતાનું ભાન,

**સુધર્મ**:—રાગાદિ દોષ રહિત એવા અનંત-જ્ઞાની સર્વજ્ઞ ભગવંતોએ (શ્રી કેવલી ભગવંતોએ) ભાખેલો ત્રિકાલાબાધ્ય તત્ત્વસિદ્ધાન્તોથી સંપન્ન જે ધર્મ, તેજ સુધર્મ છે.

આમાં, જોશો તો જણાશે કે કોઇ વૈયકિતક દેવ–ગુરુ–ધર્મની વાત નથી. અહીં તો દેવત્વના ગુણથી સંપન્ન હોય તે દેવ, પછી ભલે નામ ગમે તે હો. તે પણ સંસારી જીવ બની શકે છે. ગુરુત્વના ગુણથી યુકત હોય તે ગુરુ, વ્યકિત ગમે તે હો; અને સાચી ધર્મતાના સ્વરૂપવાળો હોય તે ધર્મ. વિરાટ વિશ્વમાં એક માત્ર જૈન દર્શન નિષ્પક્ષપાતપણે આ વસ્તુ ફરમાવે છે, તેથી જ જૈનદર્શન એજ વિશ્વ-દર્શન છે, સૌ કોઈ માન્ય કરી શકે એવું શાસન છે, સર્વશ્રેષ્ઠ દર્શન છે. માટે જ સંસારસાધના પડતી મૂકી એજ એક આદરણીય છે; યાવત્ મોક્ષ સુધી ઉપા-સનીય છે, અવશ્ય આરાધવા યોગ્ય છે આની શ્રેષ્ઠતા માટે યુકિત અને હેતુ અહીં બતાવવામાં આવશે

## સુદેવ

**જુદા જુદા ધર્મોના ઇશ્વર**:—સુદેવ એટલે મોક્ષ, ધર્મ અને તત્ત્વોના મૂળભૂત આદ્યપ્રરૂપક એવા એક જ સાચા દેવાધિદેવ. જગતમાં અનાદિ અનંત

કાળથી એવા સુદેવ તરીકે જીવન્મુકત, પણ પછી વિદેહ મુકત બનનારા એવા, અન તગુણુસ પન્ન વીતરાગ સર્વજ્ઞ શ્રી અરિહ ત પરમાત્મા જ હોય છે નૈયાયિકાદિ કેટલાકો સુદેવ એટલે દેવાધિદેવ પરમાત્મા તરીકે અનાદિસિ દ્ધ જગતકર્તા ઇશ્વરને માને છે, ત્યારે વેદાન્તીઓ સૃષ્ટિકાલે ઉત્પન્ન સૃષ્ટિકર્તા ઇશ્વરને માને છે મિમાસકો વળી ઉપદેશક કે સર્જનહાર નહિ પણ માત્ર મ ત્રદેવતાને ઉપાસનીય રૂપે કહે છે ત્યારે વળી યોગદર્શનવાળા પરમાત્મા તરીકે અનાદિ શુદ્ધ સહજ શકિતમાન આત્માને સ્વીકારે છે તો કેટલાક મહેશ્વરવાદી જેવા મહેશ્વાની અને કોપ કરનાર સર્વ શકિતમાન ઇશ્વરને પરમાત્મા તરીકે ભજે છે ત્યારે સાખ્ય અને બૌદ્ધો વળી તત્ત્વોના આદ્યપ્રરૂપક એવા પરિમિતજ્ઞાની કપિલ અને બુદ્ધ જેવાને પરમ પુરુષ કહે છે તો અવતારવાદીઓ વળી યુગે યુગે સાધુજનોના રક્ષણ માટે અને દુષ્કૃત્યકારીઓના વિનાશ માટે અવતાર લેનારને પરમાત્મા તરીકે સ્વીકારે છે તેમ, કોઈ સર્જનહાર બ્રહ્માને, કોઈ રક્ષણકાર વિષ્ણુને, કોઇ સ હારક મહાદેવને, કોઈ પવિત્ર પુરુષ રામને, અને કોઈ દેવી શક્તિ ચ ડી, ભવાનીને ઇષ્ટદેવ સુદેવ તરીકે પૂજે છે આધુનિક કાળે ક્રિશ્ચિયનો વળી આદમ-ઇવ દ્વારા જીવો સર્જનાર અને ક્રાઇસ્ટ દ્વારા ધર્મનો સ દેશો મોકલ-

નારા ગૉડ (God) ને પરમાત્મા તરીકે માને છે. તો મુસ્લીમો મહમદ પેગંબર દ્વારા જગતને ધર્મસંદેશ આપનારા અલ્લાહને ખુદા–ઈશ્વર કહે છે.

**સુદેવનાજ આધારે આત્મામાં વલણ–વૃત્તિ–પ્રવૃત્તિ–ઘડતરને અવકાશ:—**

સુદેવના સ્વરૂપમાં આટલા બધા ભેદની વચ્ચે પરમાત્માનું સાચું સ્વરૂપ ઉપર. કહ્યું તેમ સદેહ–મુક્ત એવા વીતરાગ સર્વજ્ઞ શ્રી અરિહંતનું જ શાથી, એ એક બુદ્ધિમાનો માટે ખાસ વિચારણીય વસ્તુ છે. સુદેવ પરમાત્મા એ તો જીવનમાં અતિ જરૂરી આદર્શ અને આદેશકારી પરમપુરુષ છે તેથી એમને સાચા રૂપમાં ઓળખી રાખવા જ જોઇએ. એમના આધારે જ પછી જીવનમાં આત્માનું વલણ, વૃત્તિ, પ્રવૃત્તિ અને ઘડતર થશે. બીજું એ પણ જોવું જરૂરી છે કે, કોઈએ અલ્પજ્ઞ અજ્ઞાન મનથી અમુક નીચા આદર્શની કદાચ જરૂર પણ માની, છતાં શું પરમાત્મામાં ખરેખર! એવા આદર્શ ને ગુણ હોય છે? દા. ત. કોઇને એમ થયું કે જીવવા માટે જરૂરી હવા, પાણી, વનસ્પતિ વગેરે કોઈ બનાવનાર વિના કેમ બને? અને ન બને, તો આપણું શું થાય? એમ વિચારી પરમાત્મામાં કર્તાપણાનો આદર્શ કલ્પ્યો. પણ વિચા-

રવાનુ એ છે કે જેને પરમ આત્મા કહીએ, એનામા એ સાચેજ ઘટી શકે? આ માટે પહેલુ એ જુઓ કે

પ્ર૦—સુદેવની શી વિશેષતા છે? અને આ દુનિયામા ચિરકાળથી ક્રૂમેલા આપણા આત્માને સુદેવનીજ જરૂર શા માટે છે? તેમજ શુ જીવના સદા આવા ને આવા ભટકતાગમનના હાલ અને દુ ખમય પરાધીન દશાજ રહે છે કે એમાથી કદાપિ છૂટકારો થાય છે?

ઉ૦—અહીં ઉત્તર એ છે કે જીવના ભવભ્રમણ અને કર્મને પરાધીન દશાનો અત આવી શકે છે કારણ કે જે હિંસા મિથ્યાત્વાદિ કારણોએ કરીને એ ભવભ્રમણ અને પરાધીનતા નીપજે છે, એ કારણો જો બધ થાય તો સ્વાભાવિક છે કે ભવભ્રમણ અને પરાધીનતાનો અત આવે હવે જો આ સ્થિતિ ઉભી કરવી હોય તો એ કારણો કેવી રીતે બધ કરવા, એનો માર્ગ અને એનુ વિજ્ઞાન અર્થાત્ મોક્ષમાર્ગ અને મ આરમોક્ષનુ **સ્વરૂપ** જાણવુ જોઈએ તેમજ બીજુ એ, કે આપણને એ માર્ગને જીવનમા ઉતારનારનો આદર્શ પણ મળવો જોઈએ આ જણાવનાર અને આદર્શ આપનાર પ્રથમ અને શ્રેષ્ઠ કોટિના કોઈ હોય તો તે સુદેવ છે કેમ કે સુદેવે પ્રથમત પોતાના જીવનમા આદર્શ કોટિનો

મોક્ષમાર્ગ ઉતાર્યો હોય છે, અને પહેલાં સ્વયં ઉગ્ર
સાધનાથી સર્વજ્ઞ વીતરાગ બની પછી જગતને મોક્ષ-
માગનો તથા સંસાર–મોક્ષના સ્વરૂપનો બોધ આપે
છે. શ્રેષ્ઠ આદર્શતા અને પ્રથમ ઉપદેશકતા, એ બે
વિશેષતા સુદેવની છે. આપણે જો ચતુર્ગતિમય સંસા-
રની રંગભૂમિ પર આપણા જીવની થતી દુર્દશા,
કેવી? કે એકવાર દેવનું ખોળીયું, તથા તે પછી
તરત કૂતરાનું ખોળીયું; એક જીવનમાં રાજાપણાનો
દમામ, તો પછીના જ જીવનમાં ઢેડ-ભંગીનો અવ–
તાર; એકવાર મહાશ્રીમંતનું જીવન, તો પછી તરતજ
ઘોર દુઃખમય નારકનો જન્મ;—આવી દુર્દશાનો
અંત લાવી પરમ સુખ અને સ્વાધીનતાભર્યો મોક્ષ
નીપજાવવા માગતા હોઇએ તો સ્વાભાવિક છે કે આપણે
આંખ સામે ઉંચો આદર્શ રાખી સત્ય તત્ત્વ સમજવા
સાથે સાચા મોક્ષમાર્ગની આરાધના કરવી જોઇએ. આ
બેય વસ્તુ સુદેવ થકી જ મળે એમ છે.

**બીજાઓએ કલ્પેલું ઇશ્વરનું સ્વરૂપ ઇશ્વરમાં દોષયુક્તતા બતાવે છે**:— કેટલાકો પરમાત્માના
અવતારને એવી વૃત્તિ–પ્રવૃત્તિ અને અવસ્થાવાળા માને
છે કે જેથી એમનામાં રાગદ્વેષાદિ દોષો હોવાનું સ્પષ્ટ
જણાય. તો શું એવા દોષવાળા ઈશ્વર હોય? દા. ત.
એમણે ખોળામાં કે બાજુમાં પોતાની તરીકે સ્ત્રી રાખી

હોય, તો એ રાગનુ ચિહ્ન છે વળી એમને પોતાને જો સ તાન હોય તો એ કામવાસનાની અને કામભોગની ક્રિયાની નિશાની છે હાથમા શસ્ત્ર હોય તો એ દ્વેષનુ સૂચક છે તેમ જો આતરિકવૃત્તિ ભકતને યુદ્ધમા સહાય કરવાની થતી હોય, અને ખરેખરી સહાય કરવાનુ ઈશ્વરે કર્યું પણ હોય તો તે રાગની નિશાની છે ત્યારે દુષ્ટ માણસનો અ ત કરવાની વૃત્તિ હોય, જેમકે કહે છે ને કે 'विनाशाय च दुष्कृताम्, सम्भवामि युगे युगे।' અર્થાત્ 'દુષ્ટ કાર્યો કરનારના વિનાશ માટે અર્થાત્ વિનાશ કરવાની વૃત્તિથી દરેક યુગમા હુ અવતરૂ છુ,' તો આવી વૃત્તિ એ અને એના ઉપર પાછી દુષ્ટના નાશની પ્રવૃત્તિ હોય, એ દ્વેષને સાબિત કરે છે એમ જગતના સર્જનની પ્રવૃત્તિ હોય તો એમા તો દિવ્ય સુખકારી સ્વર્ગ અને દારુણ દુ ખકારી નરકનાય નિર્માણ આવે, એય રચવામા રાગદ્વેષ તો જોઈએ જ, વધારામા ક્રૂરતા-કઠોરતાય જોઈએ કેમકે ઈશ્વરે જેને માટે નરક બનાવી, એ પાપી જીવોને બિચારાને પાપ કરતી વખતે એમણે અટકાવ્યા નહિ। અને હવે ભય કર સજા કરવા એ તૈયાર થાય છે। એ તો એવુ થયુ કે માતાએ જાણવા છતા પોતાના અજ્ઞાની પુત્રને જૂઠ બોલવા દીધુ, પછી એની જીભ પર ડામ દેવા ગઈ, પહેલા ચોરી

કરવા દીધી પછી હાથે ડામ દીધા. અથવા કોઈ માતાએ પહેલા જોયા કર્યું કે 'પોતાનો એક દુષ્ટ દીકરો બીજા સજ્જન દીકરાને ખોટી રીતે મારે છે!' 'આ જોવા છતાં માતાએ એમ મારતાને અટકાવ્યો નહિ, પણ મારી રહ્યા પછી દુષ્ટ દીકરાને ક્રૂરપણે પીટવા લાગી. ત્યારે જો એમ કહેવામાં આવે કે ઈશ્વર ગુનો થવાનું જાણતા નથી કે અટકાવી શકતા નથી; તેથી અટકાવતા નથી; તો તો એમનામાં અજ્ઞાનતા કે અશકિત સાબિત થશે. ત્યારે શું અજ્ઞાની ઈશ્વર સ્વયં સાચું તત્ત્વસ્વરૂપ અને મોક્ષમાર્ગ જાણી શકે? કે જગતને બતાવી શકે? ઈશ્વર એટલે તો સર્વ દોષથી મુકત અનંતજ્ઞાની પૂર્ણ પુરુષ. એને બદલે દોષયુકતતા, અલ્પજ્ઞતા, અને અપૂર્ણતા એ ઈશ્વરત્વના વિરોધી છે.

**સદોષ ઈશ્વર શું આપે?**:—આમ ઈશ્વરમાં જો રાગ, દ્વેષ, ક્રૂરતા, કઠોરતાદિ દોષોની વૃત્તિ-પ્રવૃત્તિ હોય તો સાધક મનુષ્ય એવા ઈશ્વરને આદર્શ તરીકે સામે રાખવાથી શું મેળવશે? ભલે ઈશ્વરનો ઉપદેશ નિર્દોષ બનવા માટેનો હોય, પણ ખુદ ઈશ્વરજ પોતાના જીવનમાં દોષોનું પ્રદર્શન કરે તો એ અનાદિના દોષમાં સબડતા જીવને કેવો આદર્શ આપે? શાળાનો શિક્ષક ગમે તેવો સારો ઉપદેશ આપે કે 'બીડી ન પીવાય,' પણ પોતેજ વિદ્યાર્થી સામે ઉભો ઉભો ટેસથી જો

બીડી પીતો હોય તો શુ એ મારો આદર્શ આપી શકશે? એ વિદ્યાર્થી બીડીથી શુ આઘો રહેશે કે ઉલટુ બીડી પીનારો બનશે? ભલે એને ઈશ્વરની લીલા માનવામા આવે, પરતુ એવી લીલામા કોઈ દોષરૂપતા નથી એવુ તો ભક્તને જરૂર લાગશે, તેથી પોતાની ય તેવી રાગદ્વેષ કામની વૃત્તિ-પ્રવૃત્તિમા કાઇ વાધો નહિ લાગે એથી સસારનો હ્રાસ કે પુષ્ટિ?

**સદોષ ઈશ્વરથી ધર્મના નામે પાપપોષણ —**

બીજુ એ છે કે ઈશ્વરનો ઉપદેશ તો મોક્ષમાર્ગનોજ હોય, એમા જો એ કહે, 'अपुत्रस्य गतिर्नास्ति-અપુત્રીયાની સદ્દગતિ ન થાય,' તો ભક્ત શુ સમજે? એજ કે "ઈશ્વરના આદેશથી પુત્ર અવશ્ય જોઈએ અને એ માટે પત્ની પરિગ્રહ તથા વિષયસેવન જરૂર જોઇએ તો એ પાપ નહિ, પણ કર્તવ્ય" આવી સમજ-શ્રદ્ધા ધરવામા પરિગ્રહ અને વિષયસેવન ઉપર સુગ-ઘૃણા થવાની કયા રહી? પાપપણુ માનવાનુ કયા રહ્યુ? જીવને અનાદિકાળથી એ બે સારી રીતે પ્રિય તો છે જ, એમા હવે આથી મસ્તી વધે કે ઘટે? અને તેય મસ્તી પાછી ઈશ્વરીય આદેશના નામે, ધર્મના નામે!! કેવુ કારમુ અજ્ઞાન! એથી જ આવો ધર્મના નામે કહેવાતો ઈશ્વરીય ઉપદેશ મૂઢ જીવોને અનાદિના રાગ, કામ, મૂર્છાદિ ભયકર દોષોની પોષક પ્રવૃત્તિ સેવતા રખા-

વશે. એટલુંજ નહિ, પણ એને કર્તવ્ય માનવાની મિથ્યામતિ પોષવા સાથે એ પાપોમાં ડંખ, કંપ, ભય બુદ્ધિ વગેરે થવાનું પણ ઉડાવી દેશે! એમ જે ઘર સંસાર ઉપર જીવને અનાદિકાળથી પ્રીતિ તો છે જ અને સંસારના અનેક નિમિત્તના યોગે જ પુનઃસંસારવર્ધક રાગદ્વેષાદિ દોષો પોષાયા છે; એનો સર્વથા ત્યાગ નહિ, પણ ઉલટું કર્તવ્ય પાલન, માનવધર્મ, સાચું પરીક્ષા સ્થાન, વગેરે કલ્પિત ધર્મના નામે એ ઘર-સંસારને એ ગૃહસ્થપણાને જીવનભર ચલાવવાનું ઈશ્વર ઉપદેશે તો જીવો એ સંસારપાલન નિઃસંકોચ-પણે અને પાપ માન્યા વિના કરવાના! તેથી એ સાંસારિક જીવન ભૂતકાળની જેમ અહીં પણ એ જીવમાંય રાગદ્વેષાદિ દોષોનું સિંચન કર્યે જશે; તો જીવ ઉંચો ક્યારે આવશે? તેમ એ પણ છે કે ઈશ્વર જો સર્વજ્ઞ નહિ તો આખા જગત સાથે અનંતાનંત કાળથી સંકળાયેલા તત્ત્વો કેવી રીતે ઉપદેશી શકશે? એટલે, કહેવાનો સાર એ છે કે,

**સુદેવ કેવા ન હોય:—**

**(૧) જે ઇશ્વર કહેવાવા છતાં સ્વ જીવનમાં રાગ-દ્વેષાદિની પ્રવૃત્તિવાળા હોઇ ભક્તને આ-દર્શ તેવો પૂરો પાડે છે.**

(૨) જેમના ઉપદેશમાં મિથ્યાત્વ, હિંસાદિ, તથા રાગ-દ્વેષાદિ પાપોના સર્વત્યાગનો અને એને અનુરૂપ ત્યાગમય જીવનમાર્ગનો મુખ્ય સુર નથી, કે એ જ કર્તવ્ય એવો નિર્દેશ માત્ર પણ નથી.

(૩) જે પોતે અ-સર્વજ્ઞ હોવાથી અનંતાનંત કાળના સમસ્ત જગતના ભાવો જાણતા નથી, તેથી તેની સાથે સંકળાયેલા તત્ત્વોને જાણતા ન હોવાથી એવા સનાતન સત્ય તત્ત્વોને જગતને ઉપદેશી શકતા નથી.

એવી વ્યકિત સાચા પરમાત્મા કે સુદેવ હોઈ શકે નહિ. સુદેવ તરીકે એવાને માની શકાય નહિ

સુદેવ કેવા હોય ? —સુદેવ એવા જોઇએ કે

(૧) જેમના ઉચ્ચ આદર્શની દીવાદાંડીને નજરમાં રાખવાથી આપણુ જીવન જહાજ ર્જી ય ફ્રીથી રાગદ્વેષ-કામકષાયાદિ દોષોની ખડક સાથે અથડાઈ પડે નહિ, પાછુ

(૨) જેમના સંપૂર્ણ ત્યાગ-વિરાગ અને સમ્યગ્દર્શનના ઉચ્ચ ઉપદેશથી પણ રાગાદિ-પોષક જીવનને છોડવાનુ બને. તેમજ

(૩) જેમના અનંત જ્ઞાનની દૃષ્ટિમાં દેખાયેલ સાચા ટંકશાળ તત્ત્વોના ઉપદેશથી આપણે અતત્ત્વની શ્રદ્ધા-સમજના ઘેરા અંધકારમાં અથડાતા-ટીચાતા ન રહીએ, પણ હવે ઉચ્ચ તત્ત્વ શ્રદ્ધા-તત્ત્વજ્ઞાનના પ્રકાશ પામી ખરેખરી મોક્ષમાર્ગની સાધના સાધી લઈ સંસારથી છૂટી મુક્તિના પરમપદે પહોંચી જઈએ. સુદેવ આવા જોઈએ. એટલું જ નહિ પણ

(૪) જે એવા સાચા દેવાધિદેવરૂપ સુદેવ સ્વયં જીવનમાં મહાવૈરાગ્યથી સાંસારિક રીત-ભાત અને રાગદ્વેષાદિ પોષક બીજી પ્રવૃત્તિનો સર્વાંશે ત્યાગ કરવા પૂર્વક વીતરાગ બનેલા હોય, મહાન તપસ્યાદિ દ્વારા જ્ઞાનાવરણીયાદિ કર્મનો સર્વથા ક્ષય કરીને અનંતજ્ઞાની સર્વજ્ઞ બનેલા હોય, તથા જગતને ઉપદેશ મહાત્યાગ વૈરાગ્ય-અહિંસાદિનો આપતા હોય, તથા યથાર્થ તત્ત્વબોધ કરાવતા હોય.

એટલે એ નક્કી થયું કે જે કોઈ વીતરાગ સર્વજ્ઞ અરિહંત અને સાચા મોક્ષમાર્ગના તથા જગતના તત્ત્વના યથાર્થ ઉપદેશક તીર્થંકર છે, એ જ સુદેવ છે. મોક્ષાભિલાષી જીવે સુદેવ તરીકે એમને જ માનવા

જોઇએ જગતમા એવા સુદેવ હોઇ શકે છે, તેથી એ કાલ્પનિક નથી જગતમા એવા પરમાત્મા એ એક વાસ્તિક શ્રેષ્ઠ પદાર્થ છે

**સુદેવમાં પાંચ બાબત વિચારવાની —**

**૧ એવા વીતરાગ, સર્વજ્ઞ, અરિહંત તીર્થંકર ભગવાનનુ સ્વરૂપ શુ,**

**૨. એમનુ જીવન કેવુ,**

**૩. એમનામાં ગુણો કયા કયા,**

**૪. ભગવાન તરીકેની એમની વિશિષ્ટ શક્તિઓ કેવી કેવી,**

**૫. તથા જગત ઉપર એમના ઉપકાર શા શા,**

**આ પાંચ રૂપે એમની ઓળખાણ કરી લેવી જોઈએ**

## ૧. પરમાત્માનું સ્વરૂપ.

સાચા સુદેવ એ મ સાગી આત્મામાથી જ પરમાત્મા બની અરિહંત તીર્થંકર બનેલ હોય છે માત્ર, જેમ અનેક રત્નોમા જાત્યરત્ન ઠેઠ ખાણમા પડ્યુ છે ત્યારનુ બીજા રત્નો કરતા જુદી જાતનુ એટલે કે

વિશિષ્ટ કોટિનું હોય છે! તો જ તે બહાર નીકળ્યા પછી સંશોધન પામીને બીજા કરતાં મહાચઢીયાતા તેજવાળું અને પાણીદાર હોય છે; એવી રીતે સુદેવ પરમાત્મા બનનાર આત્માઓ પણ અનાદિ કાળથી બીજા આત્મા કરતાં મૌલિક વિશિષ્ટતા ધરનારા હોય છે. કાલક્રમે એ માનવભવ સુધી ઉંચે આવીને વિશિષ્ટ સાધના દ્વારા તીર્થંકરપણાનું પુણ્ય ઉપાર્જે છે. એ પછી બીજા ભવે મનુષ્યપણે એ ઉત્કૃષ્ટ પુણ્યના ઉદય-કાળે ઘાતીકર્મનો ક્ષય કરવાપૂર્વક દેવાધિદેવ તીર્થંકર પરમાત્મા બને છે. આ ભરતક્ષેત્ર જેવામાં અમુક અમુક કાળે જ માત્ર ચોવીસ–ચોવીસ તીર્થંકર દેવો થયા કરે છે; અને મહાવિદેહ ક્ષેત્રમાં સદા તીર્થંકર દેવો થયા કરે છે.

તીર્થંકર પરમાત્મામાં ચોત્રીસ પ્રકારની વિશેષતાઓ (અતિશયો) હોય છે, જેનું વર્ણન આગળ કરાશે. એમાંથી મુખ્ય ચાર અતિશયો બરાબર તીર્થંકરપણાની અવસ્થાનો આછો પણ ચોકસ પ્રકારે ખ્યાલ આપે છે. તે આ:—૧. **અપાયાગમાતિશય**, ૨. **જ્ઞાનાતિશય**, ૩. **પૂજાતિશય** અને ૪. **વચનાતિશય.** પરમાત્મામાં આ ચાર અતિશયો પ્રગટયા પછી જ એ ઉપદેશ કરે છે.

૧ **અપાયાપગમતિશય** બે પ્રકારે હોય છે એક સામાન્ય અને બીજો વિશેષ. સામાન્યમા, **અપાય**=અઢાર પ્રકારના દૂષણો, તેનો **અપગમ**=નાશ અર્થાત્ સામાન્ય અર્થમા અપાયાપગમ એટલે ૧૮ દૂષણોનો નાશ વિશેષ અર્થમા પોતે વિચરતા હોય તેના સવાસો યોજનના પ્રદેશમા અપાય=મારી, મરકી, વગેરે ઉપદ્રવોમા **સાત પ્રકારની 'ઇતિ'** દૂર થાય છે ૧ અતિવૃષ્ટિ, ૨ અનાવૃષ્ટિ, (લીલોસુકો દુકાળ), ૩ ઉદર વગેરે બહુ જીવોત્પત્તિ, ૪ પતગીયા તીડ વગેરેનો ઉપદ્રવ, ૫ પ્લેગ, મરકી વગેરે મારક રોગો, ૬. સ્વચક્રભય (પોતાના દેશનોજ બળવો), અને ૭ પરચક્રભય (દુશ્મન રાજાનુ આક્રમણ) તેનો **અપગમ**=શાતિ, નિવારણ અર્થાત્ તીર્થંકર પ્રભુ વિચરતા હોય ત્યાથી ચારે બાજુના સવાસો સવાસો જોજનમાથી મારી, મરકી વગેરે ઉપદ્રવો શાત થઇ જાય છે, ટળી જાય છે **અઢાર દૂષણો** પણ બે રીતે ગણાવવામા આવે છે એક તો, ચાર ઘાતી કર્મો જે નાશ પામે છે, એમાં જ્ઞાનાવરણકર્મના ઘરનો દોષ ૧ **અજ્ઞાન**, દર્શનાવરણકર્મથી નીપજતો દોષ ૨ **નિદ્રા**, અ તરાય કર્મથી થતા દોષ જ્ઞાનાદિ પાચ લબ્ધિ (શક્તિ)મા **પાચ વિઘ્ન**,–એમ ત્રણ કર્મના સાત દોષ, અને મોહનીય કર્મના ઘરના ૧૧ દોષ –૮મુ મિથ્યાત્વ, ૯ અવિરતિ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, અને ૧૨ કામ, એ

પાંચ અને ૧૩ થી ૧૮ હાસ્યાદિ છ (હાસ્ય, શોક, રતિ, અરતિ, ભય, જુગુપ્સા), એમ કુલ ૧૮.

**બીજી રીતે ૧૮ દૂષણો :**—૧ અજ્ઞાન, ૨ નિદ્રા, ૩ અંતરાય એ ત્રણ **કર્મના ત્રણ.** મોહનીય કર્મના પંદર, તે આ,–ક્રોધાદિ ૪ કષાય, ૬ હાસ્યાદિ એમ ૧૩, ૧૪મું નિંદા, ૧૫ કામ, ૧૬ મોહ, ૧૭ મિથ્યાત્વ, અને ૧૮મું અવિરતિ. શ્રી તીર્થંકર પરમાત્મામાં આમાંનું કોઈ પણ દૂષણ સૂક્ષ્મ કોટિનું પણ હોતું નથી; તો જ તે પરમ એટલે સર્વોચ્ચ અને સર્વશુદ્ધ આત્મા છે. ઉપર ગણાવેલા દૂષણો તો તે તે કર્મના ઉદયથી આત્મામાં ઉભી થતી સ્ખલનાઓ અને વિકારો છે. પરમ આત્મામાં એટલે કે શુદ્ધ આત્મામાં એવી કોઇ પણ સ્ખલના હોઇ શકે જ નહિ. તેથીજ સાધક આત્મા માટે એ જ સર્વશ્રેષ્ઠ આદર્શ નજર સામે રાખવાનો હોય છે.

૨. જ્ઞાનાતિશય—અઢારે ય દૂષણો નાશ પામ્યાથી તીર્થંકર પરમાત્મામાં કેવલજ્ઞાન કેવલદર્શન પ્રગટે છે. તેનાથી લોક, અલોક સમસ્ત જગતના સર્વ જીવો અને સર્વ પુદ્ગલાદિ અજીવ દ્રવ્યોની સર્વ ભૂત–ભાવી વર્તમાનકાળની દરેકે દરેક અવસ્થા સ્વરૂપ વગેરે પ્રત્યક્ષ જાણે છે અને જુએ છે. એ અનંત જ્ઞાન દર્શ-નમાં જોવા–જાણવામાંથી ક્યાંય કશું જ બાકી રહેતું

નથી તે પણ મનનો ઉપયોગ મૂકયા વિના સદા જોતા-જાણતા જ બિરાજે છે દા ત જેમ દર્પણમા સહજભાવે એની સામેની બધી ખુલ્લી ચીજોનુ એકી સાથે પ્રતિબિંબ પડે છે, એવી રીતે આ અનતજ્ઞાન દર્શનમા સમસ્ત દ્રવ્યોના ત્રિકાળ વર્તી ભાવો જાણે પ્રતિબિંબિત થાય છે, દરેક ભાવ પર જ્ઞાનનો પ્રકાશ પડે છે આવા જ્ઞાનથી એ પ્રભુ સર્વજ્ઞ બન્યા તેથી એમનામા હવે લેશ માત્ર અજ્ઞાનતા નથી એટલે કે જગતમા કયારે ય, કયા ય પણ કોઈ પણ બનેલ પ્રસ ગ, પદાર્થ કે પ્રવૃત્તિને ન જાણવા-જોવાપણુ નથી એ બધુ જોવા મુજબ જ જે તત્ત્વો જેવા રૂપે છે, તે રૂપે જ એ ઉપદેશે છે મોક્ષ-સ સારનુ સ્વરૂપ અને મોક્ષ-માર્ગ બગબર અર્થાત્ હોવા મુજબ જ વર્ણવે છે તેથી અસત્યનો લેશ પણ નથી વળી પૂર્વોક્ત રાગ-દ્વેષાદિ અઢાર દૂષણો નીકળી જવાથી સાચુ જાણવા છતા ય, એ દોષોના નિમિત્તે બોલાતુ જૂઠુ બોલવાનો પણ, અહીં અવકાશ નથી, માટે જ આવા સર્વજ્ઞ વીતરાગ પરમાત્માનો જ ઉપદેશ યથાર્થ, સત્ય વિશ્વસનીય અને આદરણીય છે એ જ હોઈ શકે

૩ પૂજાતિશય —તીર્થંકર પરમાત્મા જ્યારે કઠોર આત્મસાધનાથી વીતરાગ સર્વજ્ઞ બને છે, ત્યારે તીર્થંકરપણાનુ પુણ્ય પ્રગટ થાય છે એમા, સ્વર્ગમાથી

ઈંદ્રો અને કરોડો અબજો દેવ–દેવીઓ અહીં આવી એમનીભારે પૂજાભક્તિ કરે છે. સમવસરણ રચે છે, દુન્દુભિ બજાવે છે, ઇન્દ્ર જેવા ચામર વીંજે છે, દેવ-તાઓ નૃત્ય કરે છે, પ્રભુના ગુણગાન કરે છે, સુગંધિત જલ અને પુષ્પની વૃષ્ટિ કરે છે, પ્રભુના સુરમાં મીઠી બંસરીના મધુરા ઝીણા સુર પૂરે છે. પ્રભુને ઝૂકી ઝૂકીને પ્રણામ કરી અપૂર્વ હર્ષ અને આતુરતાથી પ્રભુની મીઠી દેશના સાંભળે છે. શ્રી તીર્થંકર પર-માત્માની પૂજા થવામાં સર્વજ્ઞ બન્યા ત્યારથી સદા જઘન્યથી એક ક્રોડ દેવતા પ્રભુની સેવામાં સાથે જ રહે છે. પ્રભુને પગ મૂકવા નવ સુવર્ણ કમલો રચાઇ જાય છે. તે, પ્રભુ ચાલે છે ત્યારે; જાણે સાથે ચાલે છે. પાછળ પાછળના બબ્બે સુવર્ણ કમળ આગળ આગળ આવતા જાય છે. તે કમળ પાછા સ્પર્શમાં માખણના પિંડા જેવાં અતિ સુકોમળ હોય છે. વળી પ્રભુની પૂજામાં આઠ પ્રાતિહાર્યની શોભા થાય છે.

**તે આઠ પ્રાતિહાર્ય આ** :—નીચેથી ઉપર ગણતાં, ૧ સિંહાસન, ૨ ચામર, ૩ ભામંડળ, ૪ છત્ર, ૫ પુષ્પવૃષ્ટિ, ૬ અશોકવૃક્ષ, ૭ દિવ્ય ધ્વનિ અને ૮ દેવ-દુન્દુભિ. પ્રભુ ચાલે ત્યારે સિંહાસન અને છત્ર આકા-શમાં ચાલે છે. પ્રભુને બેસવું હોય ત્યારે સિંહાસન નીચે ગોઠવાઇ જાય છે. ઉપદેશ દેવા સમવસરણમાં

બિરાજે ત્યારે અશોકવૃક્ષ પ્રભુની પાછળ રહી સમસ્ત પર્ષદાને છાયા આપે છે ભામંડળ પ્રભુનાં મુખની પાછળ ચમકનારો તેજનો ગોળાકાર પુંજ છે, તે થાળી જેવો ગોળ અને કિરણો પ્રસારતો હોય છે, તથા પ્રભુની અનુપમ કાન્તિને વળી કંઈ અધિક વધારી દે છે પ્રભુને જોનારની આંખો પ્રભુ ઉપરથી ખસી શકતી નથી, એટલી બધી લોકોત્તર મુખમુદ્રાની રમ્યતા, મનોહરતા હોય છે દુન્દુભિ બજીને ચારે બાજુના પ્રદેશમા લોકોને આ મુક્તિપુરીમા લઈ જનારા સાર્થવાહ આવ્યાની ખબર આપે છે, અને એમનુ શરણુ લઈ લેવાની હાકલ કરે છે દિવ્યધ્વનિ પ્રભુની દેશનાના અવાજમા મ ગીતનો આલાપ પૂરે છે પુષ્પ-વૃષ્ટિ એવી થાય છે કે આખું વાતાવરણ જાણે મઘ-મઘતો બગીચો! અને પાછી ખૂબી એ કે લોકો ચાલે-કરે, છતા પ્રભુના અતિશયથી પુષ્પને કિલામણા ન થાય એવી રીતે, અને ડટીયા નીચે અને પાખડીઓ ઉંચી એવી રીતે પુષ્પવૃષ્ટિ થયેલી હોય છે

**સમવસરણની** શોભા તો અલૌકિક હોય છે! તે પણ એક માત્ર તીર્થંકરદેવો માટે જ રચાય છે એમા ઉપરાપર ત્રણ ગઢની રચના દેવતાઓ કરે છે નીચેનો ગઢ ચાદીનો, એમા મથાળે સુવર્ણની કાગરી અને અંદરના ભાગ પર શ્રોતાના વાહનો મૂકવાની

જગા રાખીને અંદરના વચલા ભાગમાં બીજો સુવર્ણનો ઉંચો ગઢ રત્નની કાંગરીવાળો હોય છે. ત્યાં વળી પશુઓ, પંખીઓ વગેરે તિર્યંચ પ્રાણીઓને બેસવાની જગા છોડી વચમાં ઉભો ત્રીજો ગઢ રત્નનો અને ચંદ્રકાંતમણિની કાંગરીવાળો કરેલો હોય છે. એના પર પ્રભુ અને દેવ-માનવની બાર પર્ષદા બેસે છે. એ અને તિર્યંચો ત્યાં પ્રભુની દેશના ચાલે છે તેને અતિશય ઉલ્લાસ-આતુરતાથી સાંભળે છે. દરેક ગઢની ચારે બાજુ ગઢ ઉપર ચઢવાના પગથીઆ અને ચઢીને અંદર પેસવાના તોરણવાળા સુશોભિત દરવાજા હોય છે. સમવસરણની નીચે ઉંચો ધર્મચક્ર અને ઇન્દ્રધ્વજ ઉભેલા શોભે છે. ઉપરના ત્રીજા ગઢની ઉપર વચમાં ઉંચું અશોકવૃક્ષ હોય છે. એની આગળ પૂર્વ દિશામાં રત્નમય સિંહાસન ઉપર જગતગુરુ તીર્થંકરદેવને ઇન્દ્ર વિનંતિ કરીને બેસાડે છે. બાકીની ત્રણ દિશામાં દેવતા પ્રભુના બરાબર સમાન દેખાય એવા ત્રણ પ્રતિબિંબ ગોઠવે છે, અને એ પ્રભુના અતિશયથી સમાન કાંતિવાળા ભાસે છે; જેથી ચારે દિશામાં બેઠેલા લોકોને એમજ લાગે કે પ્રભુ અમારી સામે જ છે. પ્રભુની આસપાસ બાર પર્ષદા બેસે છે, તેમાં સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચાર; અને વ્યંતર-ભવનપતિ-જ્યોતિષી-વૈમાનિકના

દેવો તથા દેવીઓ એ આઠ, એમ બાર પર્ષદા હોય છે પ્રભુની સામે જમણા હાથે સૌથી આગળ ગણધર ભગવાન પછી કેવળજ્ઞાની મહર્ષિઓ, પછી મન-પર્યાયજ્ઞાની વગેરે મહર્દ્ધિક સાધુઓ તથા પછી પાછળ બીજા સાધુ મહારાજો હોય છે પછી પાછળ વૈમાનિક દેવીઓ અને સાધ્વીઓ ઉભી હોય છે પ્રભુ ત્યા ધર્મની અને તત્ત્વની દેશના આપે છે, અને જીવોને બોધ પમાડી એમના મિથ્યાત્વાદિ દોષો હઠાવીને એમને સાધુપણુ, શ્રાવકપણુ અને સમ્યકત્વ આપે છે ત્યા કુમતો, અધર્મ અને મિથ્યાત્વાદિની ભેખડો તૂટી જાય છે

(૪) **વચનાતિશય**—પ્રભુ જે દેશના આપે છે, તે વાણી પાત્રીસ ગુણવાળી હોય છે, એનુ વર્ણન આગળ અપાશે એમા એક વિકાશ એવી હોય છે કે દા ત કુગ્થી જેઠ માસના ધીખતા તાપમા શેઠની ધમકી, બીજી બાજુ ભારે લાકડાનો ભારો, માથે ઉચકી કોઈ દુર્બળ ડોશી અત્યત થાકેલી અને બહુ ભૂખ-તરસથી ખાનપાનની ઉતાવળમા ઝટપટ ઝટપટ ચાલી આવતી હોય, અને ત્યા એમાથી એકાદ લાકડુ નીચે પડી ગયુ તેને લેવા એક હાથે માથે ભાર પકડી રાખી કેડથી નમી બીજો હાથ નીચો નમાવે બગાબર એટલામા જ, પાસે કે, નજીકમા રચાયેલા સમવસરણ

પરથી નીકળેલી પ્રભુની મધુરી વાણીનો સુર ડોશીના કાન પર પડે, તો એ સાંભળવાના રસમાં એમજ વાંકી ને વાંકી વળેલી ઉભી રહી જાય! અને ભૂખ, તરસ, થાક, અશક્તિ, બધું ભૂલીને મહા આનંદમાં મગ્ન થઈને એમજ સાંભળ્યા કરે! એટલી બધી મિઠાશ પ્રભુની વાણીમાં હોય છે! વળી તે વાણી સર્વ પ્રકારના પશુ, પંખી, માનવ અને દેવો પોતપોતાની ભાષામાં સારી રીતે સમજી શકે છે. તેમજ માત્ર એક પ્રકારે બોલાયેલું પણ પ્રભુવચન અનેક જીવોના હૃદયમાં ઉઠતા જુદા જુદા સંદેહોને એકી સાથે દૂર કરી દે છે! પ્રભુની વાણીના પ્રભાવ આગળ ભલભલા ભેજાંબાજ વાદી પાખંડીઓ પણ ત્યાં વિવાદ કુતર્ક ચલાવી શકતા નથી; કિન્તુ સાંભળતા જ બેસી રહે છે. અનંત જ્ઞાનને ધરનારા પ્રભુ પર્ષદાના સર્વ પ્રશ્નોના ઉત્તર કહી શકે છે. કેમકે એમનાથી શું અજાણ્યું છે? જીવોના અનંત ભવો અને અનંતાનંત પરમાણુના અનંત કાળના પર્યાયો (અવસ્થાઓ) હાથમાં રહેલા સ્પષ્ટ મોટા આમળાની જેમ પ્રત્યક્ષ જુએ છે.

**આદિકર સ્વયંબુદ્ધ–પુરુષોત્તમ–પુરુષસિંહ વગેરે સ્વરૂપ:**—શ્રી તીર્થંકર પ્રભુ ધર્મના આદિકર-પહેલા ઉપદેશક હોય છે. તે પણ વ્યવસ્થિત ધર્મ-તીર્થના–ચતુર્વિધ સંઘ અને સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગને

વ્યવસ્થિતપણે સ્થાપનારા છે તે પણ જન્મથી સ્વયં બુદ્ધ અને પુરુષાર્થથી સ્વયં સર્વજ્ઞ બનેલા છે

પ્રભુ ચાર મહાઅતિશયોથી સાચા **પુરુષોત્તમ** છે, પુરુષસિંહ છે, પુરુષોમા શ્રેષ્ઠ પુંડરિક અને શ્રેષ્ઠ ગંધહસ્તિ સમાન છે જેમ ગંધહસ્તિ બીજા ઉન્મત્ત હાથીઓના મદને ગાળી નાખે છે, તેમ પ્રભુ પણ પૂર્વે કહ્યુ તેમ, જે બે પ્રકારના અપાય પોતાના રાગદ્વેષ અને લોકમા મારી મરકી વગેરે, તેને શાંત કરી દે છે શ્રેષ્ઠ પુંડરિક જેવા પ્રભુ કેવળજ્ઞાનરૂપી લક્ષ્મીનુ નિવાસસ્થાન બને છે પછી પ્રભુની સતત્ત્વ-સન્માર્ગ પ્રકાશક અને કુમત-કુમાર્ગ વિધ્વંસક એવી જે દેશના ગાજે છે એ સિંહનાદની જેમ ક્ષુદ્ર મૃગલા-રૂપી મિથ્યાત્વ, ને મિથ્યાદૃષ્ટિ જીવોને ત્રાસ પમાડનાર બને છે તેમ, પ્રભુ રાગદ્વેષાદિ આંતર દુશ્મનો પ્રત્યે સિંહ જેવા ક્રૂર-કઠોર બની એનો કચ્ચરઘાણ કરવામા સિંહ જેવા શૂરવીર હોય છે, તેથી પ્રભુ ખરેખર પુરુષસિંહ છે, તેમજ પ્રભુ એવા પુરુષોત્તમ છે કે જેમને અસંખ્ય દેવદેવેન્દ્રો જેવા પણ પૂજે છે, ભજે છે, જેમનુ શરણ માને છે, અને જેમનામા શ્રેષ્ઠ અદ્ભુત શક્તિઓ, ગુણો, સાધના અને ઉપકારકતા હોય છે એનુ વર્ણન આગળ કરશે

**લોકોત્તમાદિ** —એવા એ સુંદર લોકમા પર—

ઉત્તમ હોય છે પ્રભુ પંચાસ્તિકાય (જીવ પુદ્ગલાદિ દ્રવ્યો)ના સાચા પ્રરૂપક હોવાથી લોકહિત છે. અનાદિ કાળથી મોહ લૂંટારાથી લૂંટાતા પીડાતા ભવ્ય લોકોનું વિમોચન-સંરક્ષણ (યોગ-ક્ષેમ) કરે છે, માટે સાચા નાથ છે; તેથી **લોકનાથ** કહેવાય છે. વળી એ ભવ્ય લોકોને પ્રભુ મોક્ષમાર્ગ પ્રકાશતા હોવાથી સાચા **લોકપ્રદીપ** છે; અને વિશેષે કરીને ઉત્તમ લોક જેમકે ગણધર ભગવાન, એમનામાં દ્વાદશાંગી (સમસ્ત શ્રુત-જ્ઞાન)નો ઉદ્યોત કરતા હોવાથી પ્રભુ **લોક-પ્રદ્યોતકર** છે.

**અભયદાતા વગેરે, ધર્મદાતા વગેરે:**—ત્રણ લોકના નાથ અને અનંત જન્મ-મરણની જંજાળમાંથી સદાને માટે ઉદ્ધરનાર પરમપુરુષ શ્રી પરમાત્મા મૌલિક વિશિષ્ટ સ્વરૂપને ધરનારા હોય છે. પંથ ભૂલેલા અને ભવાટવીના ભયમાં ફસેલા જીવોને પ્રભુ અભય-ચક્ષુ-માર્ગ-શરણ તથા બોધિનું દાન કરનારા હોય છે. જીવોને સાચું સુખ પમાડવું છે, તેથી દેવાધિદેવ શુદ્ધ ધર્મનું દાન કરવા સાથે સાચી ધર્મપ્રક્રિયાના ઉપદેશક હોય છે. તે પણ પરોપદેશે પાંડિત્યે નહિ, પણ સ્વયં જીવનમાં અતિ કઠોર ધર્મચર્યા આચરીને સાચા ધર્મનાયક બન્યા પછી ઉપદેશે છે. વળી ધર્મ સાધતાં સાધતાં ચૂકનારા જીવોને સારથિની જેમ

ધર્મમાર્ગે લાવનારા હોય છે, એવા પ્રભુ ધર્મશાસનના ચક્રવર્તી છે

**જિન-તીર્ણ-બુદ્ધ-મુક્ત** —શ્રી અરિહંત પરમાત્મા રાગદ્વેષને જીતીને **જિન** બનેલા હોય છે તેથી અજ્ઞાન સાગર તરીને **તીર્ણ** બનેલા હોય છે એટલે જ **બુદ્ધ**=સર્વજ્ઞ બની જીવન્મુક્ત થઈ જગતને ધર્મ દેખાડી અંતે જીવન પુરૂ થતા દેહ ત્યજી સર્વથા નિરંજન નિરાકાર અરૂપી એવા વિદેહ **મુક્ત** બનનારા હોય છે

શ્રી તીર્થંકર પરમાત્માનુ વિશેષ વિસ્તૃત સ્વરૂપ આગળ પર કહેવાશે તે એમના જીવન, એમની સાધના, એમના ગુણો, એમની શકિત, અને એમના ઉપકારો ઉપરથી સમજાશે હાલ તો પ્રભુનુ અહીં જેમ થોડુંક વિધિમુખે સ્વરૂપ જોયુ તેમ હવે નિષેધ મુખે જોઈએ, જેથી બરાબર ખ્યાલ આવે કે જગતમા સાચા દેવાધિદેવ પરમાત્મા કેવા હોય તો સુદેવ ગણી શકાય

**(૧) સુદેવ અનાદિ-શુદ્ધ નથી,** તો પહેલી વાત એ કે પરમાત્મા આત્મામાથી બને છે પણ **અનાદિ-શુદ્ધ** પરમાત્મા જેવી કોઈ વસ્તુ નથી કેમકે (૧) અનાદિ-શુદ્ધને ભાગ્ય વગેરે કારણો ન હોવાથી શરીર ન હોય તેથી એ શરીરધારી તરીકે

જગત પર મોજુદ જ નહિ તો જગતને ધર્મ શી રીતે બતાવી શકવાના હતા? વળી (ii) જો કહે કે એ જે શુદ્ધ છે તે અશુદ્ધમાંથી શુદ્ધ બનીને નહિ કિંતુ અનાદિના, તો પ્રશ્ન એ થશે કે જીવો જે અનાદિના અશુદ્ધ છે તે કદીય શુદ્ધ કેમ થઈ શકે? તમારા હિસાબે શુદ્ધિ તો અનાદિની હોય. તેમજ (iii) એવા અનાદિ શુદ્ધ પરમાત્મા હોવામાં તર્ક પ્રમાણ પણ શું? ત્યારે

(૨) **સુદેવ અશરીરી નથી :**—પરમાત્માને ઉપદેશ કરવા માટે કાંઈ **બીજાના કર્મથી શરીર** ન મળે, કેમકે નિયમ તો એ છે કે પોતાના જ કર્મનો ફળભોગ પોતે કરે. કર્મ કોઈના, અને ફળ કોઇ ભોગવે, એવું ન બને. નહિતર તો કાર્ય–કારણભાવની અવ્યવસ્થા થઇ જાય. તેમજ મોક્ષ પામેલા જીવને પણ કોઈવાર બીજાના કર્મે શરીર ધારણ કરવાનું કેમ ન બની આવે? વળી,

(૩) **સુદેવ અવક્તા નથી :**— શરીર નહિ તો મુખ પણ નહિ, તો તે વિના ધર્મ અને તત્ત્વોના વક્તા પણ કેમ બની શકે? કેટલાકો શાસ્ત્રને ઈશ્વરથી ઉપદેશાયેલ નહિ પણ નિત્ય માને છે. એ પણ ખોટું છે. કેમકે નિત્ય હોય તો પણ એનો કોઈ પ્રથમ

પ્રગટ કરનાર, સમજાવનાર જોઇશે એ પ્રગટ કરનાર સમજાવનાર રાગી, દ્વેષી કે અજ્ઞાની નહિ ચાલે એટલે પાછુ, વીતરાગ સર્વજ્ઞ પ્રભુની જરૂર પડશે જ એથી એ આવ્યુ કે પ્રભુ અશુદ્ધમાથી શુદ્ધ બનેલા છે, શરીરધારી છે, અને ઉપદેશક છે

**(૪) પરમાત્મા સરાગ સદ્વેષ નથી —** પરમાત્મા શુદ્ધ હોવાથી સરાગ, સદ્વેષ નથી એમને ભક્તો ઉપર પ્રેમ કે દુર્જન ઉપર દ્વેષ કરવાનો હોતો નથી એક દુન્યવી સારો બાપ પણ બધા પુત્રો પર સમદૃષ્ટિવાળો હોઇને વધુ કમાતા ઉપર પ્રેમ અને ઓછુ કમાતા ઉપર દ્વેષ નથી કરતો, તો આ તો જગત-પિતા! એ તો મહાન આદર્શ પુરુષ હોવા જોઇએ જ એથી જ

**(૫) વીતરાગ-વીતદ્વેષ પરમાત્મા અનુગ્રહ-તિરસ્કાર કરનારા પણ નથી હોતા** અર્થાત્ પ્રભુ અમુક ઉપર કૃપાદૃષ્ટિ વરસાવે અને અમુક ઉપર તિરસ્કારથી એનુ નિકદન કાઢી નાખે, એવુ બની શકતુ નથી, ચાહ્ય સામો ગમે તેવો ભક્ત હો કે દ્વેષી હો પ્રભુ ધર્મશાસન સ્થાપી જગતને સારુ આલબન આપે પણ પછી તો દરેકે પોતાની યોગ્યતા ખીલવીને જાતે જ એ આલબને ધર્મપુરુષાર્થ કરવો

તો એવા ઇશ્વર રાગવાળા ઠરશે. કેમકે ક્રીડામાં રાગ અવશ્ય હોય. વળી (viii) ભાગ્યને (કર્મને) અનુસારે ફળ ઈશ્વિર આપી શકે, આપે છે,—એમ કહેવા પર, પ્રશ્ન એ થશે કે તો પછી કર્મનું તરત ફળ કેમ ન દેખાડે કે જેથી શુભ કર્મનું તત્કાળ ફળ સુખ, અને પાપકર્મનું તાત્કાલિક ફળ દુઃખ જોઈ અજ્ઞાન લોક વધુ પાપ કરતું તો અટકી જાય? જીવે એક વાર ચોરી કરી કે તરત પીઠ પર સાટકા પડયા! અથવા એક જ જૂઠ બોલ્યો કે તરત જ જીભ પર લ્હાય ઉઠી! કે સામાએ એ જૂઠ તુર્ત પકડી પાડી આને સજા કરી! આવું ઈશ્વિર કેમ ન બનાવી શકે? અને જો કહો કે (IX) એ તો કર્મ પાકે ત્યારે પરમાત્મા ફળ આપે; તો તો પછી કર્મ પાકીને ફળ આવવાનું જ છે, એમાં ઈશ્વરની ક્યાં જરૂર રહી? જેમકે કાચાં ફળ ઝાડ પર એની મેળે પાકે છે; તેથી ત્યાં કોઇ પકવનાર નથી ગણાતો.

**(૮) પરમાત્મા અવતારી પુરુષ નથી:—** અર્થાત્ પરમાત્માએ એકવાર જગતને તત્ત્વજ્ઞાન આપ્યું, પછી મોક્ષમાં ગયા; અને વળી પાછી જરૂર પડી ત્યારે એમણે જ મોક્ષમાંથી પાછો અવતાર આ જગતમાં લીધો અને જગત પર ઉપકાર કર્યો. એમ મોક્ષમાંથી આવી આવી યુગે યુગે અવતાર લીધો,

એવુ નથી બનતુ પૂર્વે કહ્યુ તેમ મોક્ષ પામીને સર્વશુદ્ધ નિરજન–નિરાકાર અને કર્મરહિત બન્યા પછી અવતાર લેવાનુ નથી કોઇ પોતાને પ્રયોજન, કે નથી પોતાની પાસે અવતારની કોઈ સામગ્રી. અવતાર એટલે તો જન્મ, દેહધારણ વગેરે એ કર્મ વગેરે સામગ્રી વિના ક્યાથી બની શકે? વળી અવતારી જીવનમા જે કાઈ પ્રપચ, કામક્રીડા, આરભ–સમારભ કરે, એ બધુ જે ખરી રીતે પાપરૂપ છે, એને પરમાત્માનુ હોવાથી નિષ્પાપ, ગુણરૂપ અને એમની લીલા તરીકે ઓળખાવવું પડે! કેવી વિટ-બણા! બીજાને સ્ત્રી સગ એ પાપ, વિષ્ણુને લક્ષ્મીનો સગ એ પાપ નહિ!

**(૯–૧૧) પ્રભુ વિભુ નથી, શક્તિપૂજ્ય નથી, લૌકિક ઉપકારથી ઉપકારક નથી** —ત્યારે (૯) એ પણ વસ્તુ નથી કે પરમાત્મા વિભુ અર્થાત્ જગત-વ્યાપી હોય અને જ નહિ આ કેમકે પ્રભુ જો શરીરથી વ્યાપક હોય તો જગતમા બીજુ કાઈ રહી શકે નહિ સૂક્ષ્મ શરીરથી કહો તો ત્રણ પ્રશ્ન–એનુ સ્વરૂપ શુ, એ કરી શુ શકે, અને એમા પ્રમાણ શુ? આત્માથી વ્યાપક કહો તોય ખોટુ, કેમકે આત્મા અનત પ્રદેશી છે જ નહિ, હોય તો પછી આખા વિશ્વમા વ્યાપી રહેલા એ આત્માનુ એક સ્થાનેથી

બીજે ગમનાગમન સંભવી શકે જ નહિ. સંસારમાં પર્યટન શું? તેમજ લોકો જ્યાંત્યાં મળમૂત્ર નાખી વ્યાપક ઈશ્વરની આશાતના કરનારા બને!

(૧૦) **પરમાત્મા શકિતથી પૂજ્ય નથી કે મહાદાતાપણાથી પૂજ્ય નથી**:—કેટલાકો કહે છે કે,—"અહો! ઇશ્વર કેવો સર્વ શક્તિમાન! આખું બ્રહ્માણ્ડ એણે રચ્યું! કેવી મહાન શક્તિ! આપણા ઉપયોગ માટે ભૂમિ, પાણી, હવા, નદીઓ, વનસ્પતિ, વગેરે બનાવી કેવું આપણને મફત આપ્યું! કેવો એ કરુણાસાગર! નાના અણુથી માંડી મોટમોટા પર્વતો, સૂર્ય, ચંદ્ર વગેરે બધું એણે બનાવ્યું! અહો ધન્ય એ વિરાટ શકિત! એની ઇચ્છા વિના એ પાંદડું ય હાલી ન શકે; ને એક તણખલું ય ભાંગી ન શકે!"—આમ માની ઇશ્વરને એવી અનંત શકિત બદલ અને હવા-પાણી વગેરેના દાતાપણા બદલ માને-પૂજે-નમે છે. પણ આ ખોટું છે. કેમકે પહેલી તો વાત એ, કે આવી શકિત અને આવા ઇશ્વર પ્રમાણ-વિરુદ્ધ છે; પ્રમાણ-સિદ્ધ નથી. ઉપર 'ઈશ્વર જગત્કર્તા નથી,' એ વિષયમાં દલીલો આપી છે. બીજું એ કે એવી જડશકિત માનવાથી અને એ શકિતના પૂજારી બનવાથી પોતાના આત્માને **આધ્યાત્મિક દૃષ્ટિએ** શો લાભ? કહે છે,

પ્ર૦—એવી શક્તિ માનવાથી પોતાનો કર્તૃત્વનો અહંકાર ટળે ને? તેમજ એવી અનંત શક્તિ ધરનારને ચરણે આત્મા ઝુકેલો રહે ને?

ઉ૦—તો શું એવું માનનારા બધા નિરભિમાની બની ગયા છે? બધાએ પોતાનું મન માત્ર એવા પરમાત્માને ચરણે લગાવી દીધું છે? કદાચ કહો કે બધા લોક સાગ થોડા જ બને છે? તોય એ કહો કે જે જે નિરભિમાની બન્યા અને જેમણે જેમણે પ્રભુને જ એક શરણ્ય માન્યા, એમને શું એથી વિષયોથી વિરક્ત અને રાગદ્વેષાદિ કષાયોથી મુક્ત બનવાનો અવકાશ મળ્યો? આ બહુ વિચારણીય છે કેમકે ઈશ્વરે બનાવ્યું છે એમ માનતા તો ઉલટું મનને એમ થાય કે "તો પછી એ મારા માટે જ બનાવ્યું છે, તેથી એને ભોગવવામાં શો વાંધો? પરમાત્મા થોડું જ નાશક બનાવે? એણે ઝેર બનાવ્યું છે તે પણ તેવા દિલભગ્ન અને અતિ દુઃખીને આત્મઘાતથી રાહત મેળવવા માટે, તેમ કારીગર વૈદને દવા બનાવવા માટે મારાશ કે પ્રભુની મહેરબાની છે બધુ બનાવવામાં. માટે એ જગત્પિતાના બાળકો એવા આપણે એને ભોગવો,"—આવી આવી અજ્ઞાન દશા એવી વિષયરાગ અને કષાયસેવન ટકવાના—વધવાના તેવી મ સારદેહ ઉભી રહેવાની શું તરણ-તારણ

પરમાત્મા સંસારફેદમાં નિમિત્ત? માટે કહ્યો કે પરમાત્મા આવી સર્જન શક્તિવાળા નથી. વળી અભિમાન ટળે એમ કહ્યો છો તે તો કર્તૃત્વનું, પણ બીજો મદ અભિમાન ટળવાનો અવસર ક્યાં? 'પ્રભુએ અમને કેવું સરસ ઉંચું કુળ આપ્યું, બળ આપ્યું, ધન આપ્યું! અમારા જેવો કોણ કુળવાન, બળવાન કે ધનવાન છે?' આવો મદ ક્યાંથી ખસવાનો હતો? ત્યારે 'પ્રભુએ બધું આપ્યું-બનાવ્યું છે, તો રાખવામાં શો વાંધો? પ્રભુએ જ કુટુંબ આપ્યું છે. તો એ ધન કુટુંબનો ત્યાગ કેમ કરાય?' એમ કરી વિષયો ઉપર રાગ, મમતા ચાલુ રહેશે.

**ગુણની પ્રેરણા કેમ મળે** :—ખરી રીતે કર્તૃત્વનું અભિમાન તો કર્મસત્તાની પ્રબળતા માનવાથી ટળી શકે છે. તેમ ઈશ્વરને એવા મહાદાતા માનવાને બદલે, જગતમાં અન્યત્ર ન મળે એવા મોક્ષમાર્ગના દાતા અને અનંત વીતરાગતા વગેરે ગુણસંપન્ન માનવાથી એમના પર ખૂબ જ કૃતજ્ઞતા-બુદ્ધિ તથા ગુણાનુરાગ રહે છે, અને એમના ચરણે આત્માને ઝૂકેલો રખાય છે. ઉપરાંત પરમાત્માને શ્રેષ્ઠ સાધક, વીતરાગ, સર્વજ્ઞ, ને સત્-તત્ત્વના ઉપદેષ્ટા તરીકે જોવાથી કેટલીય પ્રબળ પ્રેરણાઓ આધ્યાત્મિક ઉન્નતિની મળે છે; તેમ એવા પરમાત્માના સત્ય ઉપદેશથી

સાચુ માર્ગદર્શન, તત્ત્વદર્શન અને સાધનાનો બોધ મળે છે એવા જ પરમાત્મા પોતે સૃષ્ટિસર્જનની ધાધલ વિનાના હોઈ 'જડના સર્જનમા મોહ–મમતા અને સૂક્ષ્મ સ્થૂલ જીવહિંસાદિનુ પાપ લાગે છે,' એમ બતાવી શકે. પોતે જ સર્જક હોય તો કેમ બતાવી શકે? વળી પૂર્વે કહ્યુ તેમ એવી શક્તિવાળા ઈશ્વર હોવાનુ પ્રમાણથી સિદ્ધ નથી ઈશ્વરમાની એવી શકિતથી ઈશ્વરને પૂજ્ય માનવા, એ અજ્ઞાન ચેષ્ટા છે ગામડાના અભણ મૂઢ લોકો નજરબધી મેસ-મેરીઝમ, વગેરે કોઈ જાદુ ચમત્કારની વસ્તુ બતાવનારની શકિત ઉપર મુગ્ધ થાય છે એમ હઠયોગ વગેરેની શક્તિ ઉપર શહેરી લોકો પણ આકર્ષાય છે પરતુ એવી શકિતમા શી આત્મિક વિશેષતા? આત્માને શી ઉપકારકતા? શી ગુણકારિતા? ખરી રીતે પર-માત્માની માનનીયતા અને પૂજ્યતા અનત ગુણો અને આધ્યાત્મિક ઉપકારને કરનારી યથાર્થ તત્ત્વદેશના ઉપર છે. માટે જ, .

(૧૧) પરમાત્મા માત્ર લૌકિક ઉપકાર કર-નારા નથી, પણ શ્રેષ્ઠ એવા લોકોત્તર ઉપ-કારને કરનારા છે. પરમાત્માનો લૌકિક ઉપકાર પણ, કશુ બનાવીને કે આપીને નહિ, પરંતુ સદ્-ગુણપોષણ અને સુખશાન્તિ આપે એવું ધર્મ ૧૬

પવિત્ર જીવન જીવવાની પદ્ધતિ બતાવીને છે. ત્યારે, શુદ્ધ ધર્મમાર્ગ અને યથાસ્થિત તત્ત્વસ્વરૂપ ઉપદેશવાનો જે લોકોત્તર ઉપકાર શ્રી વીતરાગ સર્વજ્ઞ તીર્થંકર પરમાત્મા કરે છે, તે બીજું કોઇ કરી શકતું નથી. અરે! એટલું જ નહિ, પણ જે રાગીદ્વેષીજનો જગતમાં ધર્મ અને તત્ત્વના નામે ખોટા ધર્મ અને ખોટાં તત્ત્વો પ્રચારનારા બને છે, તે ય પહેલાં વીતરાગ પ્રભુથી આ શુદ્ધ સત્ય ધર્મમાર્ગ અને તત્ત્વપ્રકાશ નીકળ્યા પછી એમાંથી આડા જઇને બની શકે છે: પણ એનાથી એ સ્વપરનો ભયંકર અપકાર કરનારા થાય છે. કેમકે એ કર્તવ્યને અકર્તવ્ય મનાવે છે અને અકર્તવ્યને કર્તવ્ય મનાવે છે. ત્યારે સાચા વીતરાગ પરમાત્માના લોકોત્તર ઉપકારથી તો જીવોના આ ભવ, પરભવ, અને ભાવી અનંતકાળ સુખી અને ઉજ્જવળ બની જાય છે; પણ આ માટે પરમાત્માને દુનિયાના લૌકિક માર્ગથી જુદું ચાલવું પડે છે. આના એક વ્યકિતગત દાખલા તરીકે તીર્થંકર ભગવાન ઋષભદેવ સ્વામીની પાસે પોતાના જ અઠ્ઠાણું પુત્રો મોટા પુત્ર ભરતની સામે ફરિયાદ લઇને આવ્યા કે "અમને દરેકને રાજ્ય આપે (પિતાજીએ) આપી સ્વતંત્ર બનાવ્યા, છતાં ભરત ખોટી રીતે અમારા પર સત્તા જમાવી અમને એની આજ્ઞાને પરાધીન

બનાવવા માગે છે" અહીં એ ધ્યાનમા રહે કે ઋષભદેવ પ્રભુએ પરમાત્મા તીર્થંકર બનવા પૂર્વે સસારી સરાગ ગૃહસ્થની અવસ્થામા ઔચિત્ય તરીકે એ પુત્રોને રાજ્ય વહેચી આપ્યા હતા બાકી વીતરાગ પરમાત્મા તરીકે બન્યા પછી તો એમને પોતાને જ કોઈ જ કુટુબ મિલ્કત વગેરે સસાર હોતો નથી તો બીજાને એ આપવા-કરવાનુ ય શાનુ હોય? એ તો એક માત્ર ધર્મ આપે પછી જીવને એમના ઉપદેશથી એ ધર્મ સાધવાના પરિણામે મોક્ષ સુખ મળવા પૂર્વે, પુણ્યબધની રૂએ સસારની અનુકૂળતા મળી જાય એ વાત જુદી અસ્તુ આ તો પરમાત્મ-તત્ત્વનુ જરા સ્વરૂપ બતાવ્યુ હવે અહીં જુઓ કે ઋષભદેવ ભગવાને ફરીયાદી અઠ્ઠાણુ પુત્રોને એમ ન કહ્યુ—"શું તમે મારા પુત્ર થઈને આવા મુડદાલ? આવા કાયર? તમે ન્યાયી છો, ભરત અન્યાયી છે અન્યાયી માણસ શિક્ષાને જ પાત્ર છે તેથી તમે એને શિક્ષા કરી શકો છો" એમજ, એવુ પણ ન કહ્યુ —"ભરત અને તમે ભાઇઓ છો અદર અદર સમજી લો અને નિરાતે સલાહ-સપથી રાજ્યપાટ ભોગવો." પરમાત્માને પૂછવા આવ્યા છે ને? તો પછી પરમાત્માએ તો લોકોત્તર ઉપકાર જ કરવામા શુ કામ બાકી રાખવાની હોય? તેથી ઋષભદેવ પ્રભુએ

તો આ ચેતવવાના યોગ્ય અવસરના તથા પોતાની વીતરાગતાના હિસાબે કહ્યું–

"અરે મહાનુભાવો! આ તમે કેવા અજ્ઞાન? સાચો શત્રુ નહિ એવા આ ભરતને તમે શત્રુ માનવા નીકળ્યા, પરંતુ આ તમારા આત્માની અંદર બેઠેલા ખરા શત્રુઓને કેમ તમે જોતા નથી? એ અંતરના ક્રોધ, મમતા, તૃષ્ણાદિ દુશ્મનો જ તમને આ ધમધમાટ કરાવી રહ્યા છે. પણ એ આંતર દુશ્મનો, સમજી રાખો કે, તમારૂં નિકંદન કાઢશે. તેમ જે રાજ્યના મોહે કલહનું પાપ સેવવા ઉભા થયા છો, એ બાહ્ય રાજ્ય લક્ષ્મી વગેરે પણ જરાય વિશ્વસનીય નથી; સ્થાયી નથી. ક્ષણભંગુર એવી એ લક્ષ્મી જાઉં–જાઉંની સ્થિતિમાં રહી જીવો પાસે તૃષ્ણા–મમતાના ઘોર પાપ કરાવી જીવોને દીર્ઘ દુર્ગતિમય સંસારના પંથે ચઢાવી દેનારી છે."–

ઇત્યાદિ ઉપદેશ અજબ સચોટ દૃષ્ટાન્તો સહિત આપી ત્યાંને ત્યાં અઠ્ઠાણુંને સંસારના ત્યાગી મુનિમહર્ષિ બનાવ્યા. ભરતને આ વાતની ખબર પડી કે પશ્ચાત્તાપ સાથે દોડતો આવી એ ક્ષમા માગે છે; અને અઠ્ઠાણું ભાઈના સાચા પુરુષાર્થની અનુમોદના તથા પોતાની રાજ્ય મમતાની ભારે નિંદા કરે છે. આ થયો નવાણું

હવે આની સામે ગીતાનો પ્રસગ જુઓ કે શ્રી કૃષ્ણને અર્જુન કુરુક્ષેત્ર પર કહે છે-"પૂજ્ય એવા ભીષ્મ પિતામહ તથા દ્રોણાચાર્ય વગેરે કુટુબી ભાઈ-ભાડુ સાથે યુદ્ધ કરી એમનો કચ્ચરઘાણ કાઢીને રાજ્ય-સપત્તિ મારે નથી જોઇતી એવી પૂજ્યો અને સ્નેહી-ઓના લોહીથી ખરડી રાજ્યસપત્તિ લેવા કરતા હુ ખુશીથી ભીખ માગીને પેટને ભરીશ" આમ કહી અર્જુને શસ્ત્રો નીચે મૂકી દીધા! આ વખતે જુઓ કે જેઓ આ કૃષ્ણમા પરમાત્મપણુ માને છે એમના પરમાત્મા તરીકે માનેલા શ્રીકૃષ્ણ ગીતામા શુ કહે છે અને અર્જુન પાસે શુ કરાવે છે, એ કહે છે,

"અર્જુન તુ કાયર થઈ ગયો છે. 'હાય! આમને કેમ મરાય?' એવા દુર્બલ વિચારમા ગ્રહી ગયો છે પણ એમા તને મારવાના કર્તૃત્વનુ અભિમાન થયુ છે કિન્તુ તુ સમજ કે આત્મા તો અચ્છેદ્ય છે, અભેદ્ય છે, અમર છે, મરતો નથી તો એને તુ શુ મારી શકવાનો હતો?" ઇત્યાદિ ઇત્યાદિ ઉપદેશ આપી અર્જુનને યુદ્ધ માટે તૈયાર કર્યો અને પોતે સહાયમા રહી એને ખૂનખાર યુદ્ધ કરાવીને જિત અપાવી! વિચારો કે આ ઉપકાર કેવો કે જેમા

વિરક્ત અને ઉપશાન્ત બનેલા અર્જુન—રાગીદ્વેષી અને પૂજ્યો, તથા વિદ્યાગુરુ વગેરેનો ઘાતક બન્યો ? એ ઉપકાર કેવો કે જેમાં કેઈ ઉત્તમ જીવોના નાશ થયા ?

વીતરાગ સર્વજ્ઞ પરમાત્માનો તો વિશિષ્ટ લોકોત્તર ઉપકાર હોય છે. એમાં એ જગતને જે યથાર્થ તત્ત્વબોધ અને વાસ્તવિક મોક્ષમાર્ગરૂપ ધર્મનો ઉપદેશ આપે છે, એ અજબ કોટિનો હોય છે, એનું આછું વર્ણન અહીં આગળ આવશે.

## તીર્થંકર ભગવંતોની જેમ સિદ્ધ ભગવંતો પણ પરમાત્મા છે :—

પરમાત્માના સ્વરૂપની આ બહુ આછી વિચારણા કરી છે. અહીં એક ધ્યાન રાખવાનું છે કે પરમાત્મા એટલે ધર્મતીર્થના સ્થાપક, તત્ત્વોના આદ્ય પ્રરૂપક, અને વિશિષ્ટ કોટિના અતિશયશાલી પ્રભુ, તથા વિશિષ્ટ ઉપકારક પરમાત્મા, આ અર્થ લઈએ છીએ. પરંતુ પરમાત્મા એટલે સામાન્ય રીતે 'સર્વથા શુદ્ધ આત્મા, કર્મથી મુક્ત આત્મા,' એવો અર્થ લઈએ ત્યારે એવા પરમાત્મા સિદ્ધ ભગવંતો છે. એ પણ તીર્થંકર પરમાત્માએ બતાવેલા મોક્ષમાર્ગની આરાધના કરીને મૂળ આત્માપણાની સ્થિતિમાંથી ઉંચે આવી મોહનો અને ઘાતી કર્મબંધનોનો સર્વથા નાશ કરી

અહીં કૈવલ્ય અવસ્થા પામ્યા હતા તીર્થંકર કે સામાન્ય મર્વજ્ઞ વીતરાગ દશા પામી અ તે અઘાતી કર્મ-બ ધનોનો પણ નાશ કરી નિરંજન નિરાકાર એવા 'પરમ અર્થાત્ શુદ્ધિમા શ્રેષ્ઠ આત્મા બની આ જગતની ઠેઠ ઉચે લોકાન્તે સિદ્ધ ભગવત તરીકે કાયમ માટે સ્થિર થયેલા છે પ્રસ્તુતમા સુદેવ કોને માનવા, અર્થાત્ માચા આદ્ય ધર્મ પ્રરૂપક અને ગ્રાહ્ય વચન તરીકે કોને સ્વીકારવા, કોના વચનને કહેનારા ગુરુનુ સાભળવુ – અ ગીકાર કરવુ, એ વિચારણા હોવાથી શ્રી સિદ્ધ પરમાત્માને બદલે શ્રી તીર્થંકર પરમાત્માનુ સ્વરૂપ વિચાર્યું હવે તારક તીર્થંકરદેવનુ લોકોત્તર જીવન જોઇએ



પ્રકરણ ૨.

# શ્રી તીર્થંકર પરમાત્માનું જીવન.

## માર્ગાનુસારીના ગુણ પર સમ્યક્ત્વની પ્રાપ્તિ : પ્રથમ ભવ:—

અનાદિ અનંતકાળથી ચોરાશી લાખ યોનિમય આ સંસાર–ચક્રમાં અનંતાનંત જીવો પરિભ્રમણ કર્યા જ કરે છે. એમાં ભવિષ્યમાં તીર્થંકર બનનારના પણ આત્મા પહેલાં તો એમજ સંસારની કેદમાં ભમતા હોય છે, અને વિવિધ યોનિમાં દુઃખ સહે છે. **માત્ર એમનામાં બીજા જીવો કરતાં જાત્ય-રત્નની જેમ છૂપી વિશિષ્ટતા હોય છે.** એ પ્રગટ થવા માટે અવસર આવ્યે માર્ગાનુસારિતાના અર્થાત્ શિષ્ટ માનવ–ગુણોના બળે સદ્ગુરુનો યોગ પામી સુદેવ–સુગુરુ–સુધર્મની ઓળખાણ મેળવીને એ આત્મા સમ્યગ્દર્શન પામે છે, અર્થાત્ ત્રણ તત્ત્વ ઉપર દૃઢ શ્રદ્ધાવાળા બને છે. દા. ત. શ્રી ઋષભદેવ પ્રભુના જીવ ધના સાર્થવાહે જેને સાર્થમાં આવવું હોય તેને સાથે લેવાની ઉદારતા દાખવી તો સાધુ મળ્યા; ને શિષ્ટાચારની પ્રશંસા કરી ઘીનું દાન દઈ શ્રદ્ધા પામ્યા. નયસારે અટવીમાં અતિથિ સત્કાર યાદ કર્યો ત્યાં

મુનિ મળ્યા, દાન દીધુ અને સમકિત લીધુ પાર્શ્વ-
પ્રભુના જીવ મરુભૂતિએ બુધ્ધિના આઠ ગુણુની માનવતા
ઉપર સાધુયોગે સમ્યકત્વ સાધ્યુ આમ માર્ગા-
નુસારીના એટલે કે માનવતાના કોઇને કોઇ ગુણુની
ખીલવટ ઉપર ધર્મશ્રદ્ધા પામ્યા આ શ્રધ્ધા એવી
ઉચી હોય છે કે એમા કેટલા ય તીર્થંકરના આત્માઓ
ત્યા સાથે સાથે જ પેલી મૌલિક વિશિષ્ટતાને ખીલ-
વતા વીસ સ્થાનક અગર ઓછાની આરાધના કરે
છે, અને તીર્થંકરપણાનુ સર્વોત્કૃષ્ટ પુણ્ય ઉપાર્જે છે
ત્યાથી એક બીજો ભવ કરી પછી ત્રીજે જ ભવે
તીર્થંકર થાય છે ત્યારે, બીજા કેટલાક તીર્થંકરના
જીવો સમકિત પામ્યા પછી પણ તીર્થંકર બનવા
પૂર્વે વધુ ભવ કરે છે ભવની ગણત્રી સમ્યકત્વ પામ્યા
પછી ગણાય છે, પરતુ તીર્થંકરપણાનો સબધ તીર્થં
કર પરમાત્મા બનવાના પૂર્વના ત્રીજા ભવથી મનાય છે

**સાચી વિશ્વદયા અને વીસ-સ્થાનક પર તીર્થંકરપણુ : પૂર્વનો ત્રીજો ભવ** —આત્મામા
પરમાત્મપણુ એટલે કે વીતરાગ-સર્વજ્ઞપણુ આવે
છે તે મોહ અને બીજા ઘાતી-કર્મના નાશના પ્રભાવે
આત્મામાથી અશુદ્ધિ તથા આવરણ ચાલી જવાથી
આવે છે મોહના નાશે રાગાદિ અશુદ્ધિ ટળીને
વીતરાગતા આવે છે, તથા જ્ઞાનાવરણ કર્મના નાશે

અજ્ઞાનતા ટળવાથી સર્વજ્ઞતા આવે છે. પરંતુ તીર્થંકર-પણું જે આવે છે; તે તો વિશિષ્ટ કોટિની પુણ્ય પ્રકૃતિ–શુભકર્મ પ્રકૃતિના ઉદયથી આવે છે. કેમકે તીર્થંકરપણા માટે શ્રેષ્ઠ કોટિનો યશ, વચનની શ્રેષ્ઠ આદેયતા, રૂપ, સ્વર, સૌભાગ્ય વગેરેની અસાધારણ અનુકૂળતા જરૂરી છે; જેથી દેવો અને ઇન્દ્રો જેવા પણ ખેંચાઈ આવે છે, મહાન અદ્ભુત ભકિત કરે છે, સમવસરણાદિ રચે છે. એ બધાથી તેમજ શ્રી તીર્થંકર દેવના સૌભાગ્યાદિથી માનવ લોકો અને શહેરી–જંગલી તિર્યંચ પશુ–પંખી સુધ્ધાં ખેંચાઈ આવે; ત્યાં પાછી પ્રભુની વાણીની શકિત એવી કે સૌ સૌની ભાષામાં સમજી જાય; સૌના સંદેહ એક સાથે ટળે; સૌ મહામિઠાશ એવી અનુભવે કે જેમાં થાક, ભૂખ, તરસ–પીડા વગેરેનું નામ નહિ. આ બધું જે બને તે કાંઈ સર્વજ્ઞતા–વીતરાગતાદિ આત્મ-વિકાસથી નથી બનતું. એનું એ કાર્ય નથી; એ બધું તો પુણ્ય–કર્મના ઉદયથી જ બની શકે છે. તેથી કહ્યા કે ભલે વીતરાગ–સર્વજ્ઞતાદિનો સાથે સહકાર હોય જ છે, પરંતુ ઉપરોકત યશ–આકર્ષણ–વચન-શકિત વગેરે જે આવે છે તે તો પુણ્યકર્મનું જ કાર્ય છે, પુણ્યના ઉદયથી જ આવે છે. એમાં પ્રબળ યશ વગેરે પુણ્ય–કર્મ તો માતાના ગર્ભમાં પ્રભુ આવે ત્યારથી ઉદયમાં હોય છે; પરંતુ સમવસરણ

મ હાવા-વગેરેનુ ઐશ્વર્ય પ્રગટવુ, તથા વિશિષ્ટ ધર્મ-વાણી વરસાવવી, એ વીતરાગ સર્વજ્ઞ બન્યા પછી ઉદયમા આવતા તીર્થંકર નામ કર્મ નામના પુણ્યથી બને છે આ વિશિષ્ટ યશસૌભાગ્યાદિ પુણ્ય-કર્મ સહિત તીર્થંકર નામકર્મનુ પુણ્ય-કર્મ પૂર્વના ત્રીજા ભવમા ઉપાર્જે છે. તીર્થંકર નામકર્મ ઉપાર્જવનારી મુખ્ય સાધનામાં (૧) અવિહડ નિર્મળ સમ્યક્ત્વ, (૨) વીસ સ્થાનકો પૈકી એક અથવા અનેક સ્થાનકની ઉપાસના-આરાધના, અને (૩) વિશિષ્ટ વિશ્વ-દયા હોય છે ત્રણનુ આછુ સ્વરૂપ આ રીતે છે

(૧) અવિહડ સમ્યક્ત્વમાં સુદેવાદિ ત્રણ ઉપર એવી જ્વલત શ્રદ્ધા હોય છે કે એનો રગ અસ્થિ-મજ્જા લાગી હોય છે જગતમાં એજ સાર, અને સુખ માટે એજ સમર્થ લાગે છે, એજ ઇષ્ટ અને પરમઇષ્ટ લાગે છે યથાર્થ તત્ત્વની શ્રદ્ધા હૃદયને સ સારની વાતોમા સદા કકળતુ અને ધર્મની, કર્મ-ક્ષયની, ને મોક્ષની વાતોમા ઉલસતુ રાખે છે શ્રી અરિહ ત પરમાત્મા પર તો એવી ઉત્કટ રુચિ હોય છે કે જાણે રોમેરોમમાંથી 'અરિહ ત' 'અર્હં'ના ગુ જારવનો ધ્વનિ નીકળે છે! હાલતા ને ચાલતા, બેસતા ને ઉઠતા, કામમા ને નવરાશમા, અરિહ તની પ્રબળ

લઉં,'– એવી ઉત્કટ કરુણાનો ધોધ વહેવા માંડે છે. "ક્યારે હું સર્વ જીવોને જિનશાસનના રસિયા, શાસનના શ્રદ્ધાળુ કરી એક માત્ર મોક્ષમાર્ગના જ મુસાફર બનાવી દઉં! એવું બળ મારામાં ક્યારે આવે!" આવી ઉત્કટ ભાવદયા–ભરી સદ્ભાવનામાં, એ મહાત્મા પૂર્વોક્ત બે સાધના સાથે, રમણ કરતા થકા તીર્થંકર નામ–કર્મનું પુણ્ય ઉપાર્જે છે.

### કઈ અવસ્થામાં આ પુણ્યનું ઉપાર્જન?:—

એ પુણ્ય ઉપાર્જતી વખતે એ સમ્યકત્વ, શ્રાવકપણું, કે સાધુપણું, એ ત્રણમાંથી ગમે તે સ્થિતિમાં રહેલા હોય છે. ભગવાન શ્રી ઋષભદેવ અને શ્રી પાર્શ્વનાથ સ્વામીએ પૂર્વના ત્રીજા ભવમાં ચક્રવતીપણાની સમૃદ્ધિ-સુખશીલતા છોડી સર્વત્યાગવાળું ચારિત્ર અને પવિત્ર સાધુપણું સ્વીકારી ઉક્ત પ્રબળ સાધના કરી હતી; ને તીર્થંકરપણાનું પુણ્ય ઉપાર્જ્યું હતું. ત્યારે શ્રી મહાવીર પ્રભુએ પણ રાજવીપણું છોડી ચારિત્ર લઈને એક લાખ વરસ સુધી માસખમણના પારણે માસ-ખમણના સળંગ તપ સાથે વીસ સ્થાનકની આરાધના કરી તીર્થંકર નામગોત્ર ઉપાર્જ્યું હતું. પણ રાજા શ્રેણિકે માત્ર સમ્યકત્વ સ્પર્શીને અને સુલસાદિએ શ્રાવકધર્મ પાળતાં તીર્થંકર નામ કર્મ નિકાચ્યું હતું.

**નરક ગતિના અતુલ ત્રાસમાં પણ અજબ સમાધિ** —આ રીતે પુણ્ય ઉપાર્જી પૂર્વના ત્રીજે ભવ પૂરા થતા સામાન્ય રીતે એ આત્માઓ વૈમાનિક દેવલોકમા દેવ થાય છે, પણ જેમને સમ્યકત્વ પામવા પૂર્વે ભવાતર માટે નરક ગતિનુ આયુષ્ય બધાઇ ચૂકયુ હોય છે, અને એમણે પછી સમ્યકત્વ પામી તીર્થંકરપણાનુ પુણ્ય ઉપાર્જ્યું હોય છે, એ આત્મા એ ભવ પૂરા થતા નરક ગતિમા જાય છે ત્યા એમનો આત્મા એવી તત્ત્વદૃષ્ટિ અને ઉપશમસહિત વિરક્ત દશામા કાળ વ્યતીત કરે છે કે એક બાજુ એમની ઉપર ઘોર કત્લેઆમ વરસવાનુ, આગમા બળવાનુ, ઘણથી ટીપાવાનુ વગેરે અસહ્ય ચાલી રહ્યુ હોય છે, છતા બીજી બાજુ એવા ત્રાસ વરસાવનાર પરમાધામી ઉપર કે બીજા નરક જીવો ઉપર એમને અમૈત્રી–ભાવ અર્થાત્–'આનુ નિકદન નીકળો'–એવી દુર્ભાવના થતી નથી પરતુ એમને પોતાના જ કર્મનો વાક જણાય છે એમા પણ પોતે જ કરેલી પાપકરણી બદલ પોતાની જાત પ્રત્યે જ તિરસ્કાર છૂટે છે, કહો, નરકના ઘોર ત્રાસમાય કેવી આત્મ–જાગૃતિ! કેવી સમાધિ! ત્યારે, દેવલોકમા જનાર તીર્થંકર દેવના જીવોને, ત્યા મહાભોગ–વિલાસના સાધન સરજામ અને વાતાવરણ છતા, આતરિક કાઈ આનદ આવતો નથી

મીઠો અપૂર્વ શાતા સુખનો અનુભવ કરાવનાર એક માત્ર પ્રભુનું કલ્યાણક છે. વાહ! કેવી સરસ પ્રભુની બલિહારી! વળી પ્રભુના કલ્યાણક વખતે જ ત્રણ જગતમાં ઉદ્યોત (પ્રકાશ) થાય છે.

(૨) પ્રભુના ચ્યવન વખતે બીજું એ બને છે કે માતા ઉંઘમાં ચૌદ તેજસ્વી મહાસ્વપ્ન જુએ છે. ચૌદ સ્વપ્નો આ છેઃ–૧ ગજ, ૨ વૃષભ, ૩ કેસરી-સિંહ, ૪ અભિષેક કરાતી લક્ષ્મી દેવી, ૫ બે ફૂલમાળા, ૬ ચંદ્ર, ૭ સૂર્ય, ૮ મોટો ધ્વજ, ૯ પૂર્ણ મહાકલશ, ૧૦ પદ્મસરોવર, ૧૧ ક્ષીરસાગર, ૧૨ વિમાન (નરક-માંથી આવેલ પ્રભુની માતાને ૧૨ ભવન), ૧૩ રત્ન રાશિ, અને ૧૪ નિર્ધૂમ અગ્નિ જવાળાનો ગંજ.

(૩) ચ્યવન વખતે ત્રીજું એ બને છે કે ઇંદ્રનું મહાસ્થિર સિંહાસન પણ ડોલાયમાન થાય છે, અને અવધિજ્ઞાનથી ઇંદ્ર પરમાત્માના જીવનો અવતાર જાણી અત્યંત આલ્હાદ અને રોમાંચ અનુભવે છે. ત્યાં તત્કાલ સિંહાસન પરથી ઉઠી, મોજડી ઉતારી, સાત આઠ ડગલાં પ્રભુની દિશા સન્મુખ જઇને ઉત્તરાસંગ (ખેસ) કરી ઢીંચણ પર રહી અંજલિ જોડવા સાથે પ્રભુની સ્તુતિરૂપે શક્રસ્તવ (નમુત્થુણં) સ્તોત્ર ભણે છે. એ સ્તોત્રમાં પરમાત્માના અપૂર્વ આત્મપરાક્રમ,

અદ્ભુત શ્રેષ્ઠતા અને સર્વોચ્ચ આત્મોપકારની ભવ્ય વાતો હોય છે, પણ સંસાર-લીલાની કોઇ જ મેલી-ઘેલી વાતો નહિ

(૪) ચ્યવન વખતે ચોથી વસ્તુ એ કે પ્રભુને ત્યારથી જ નિર્મળ અવધિજ્ઞાન હોય છે, તેથી જગતમા દૂર દૂર વર્તી પદાર્થોને ય પ્રત્યક્ષ જોઈ શકે છે

**ગર્ભઅવસ્થા** —ગર્ભમાં રહ્યા રહ્યા પ્રભુનુ શરીર માતાના આહારથી પોષાવા છતા લોકોત્તર પુદ્ગલનુ બને છે એવુ કે એનુ રૂપ ઇન્દ્રો કરતા પણ અનંતગુણ સુંદર હોય છે તેમજ શરીરમા લોહી ગાયના દૂધ જેવુ સફેદ વર્ણવાળુ હોય છે કેમ ન હોય ? જન્મ પામતા એક પુત્ર ઉપર પણ અતીવ પ્રેમ-વાત્સલ્ય ધરનારી માતાના સ્તનમા દૂધ તૈયાર થાય છે, તો ત્રણેય લોકના જીવો પર વાત્સલ્ય ધરનારા પ્રભુના આખા શરીરમા લોહી દૂધ જેવુ બને એમા શી નવાઇ ? એટલુ જ નહિ પણ એમની માંસાદિ ધાતુઓ જરાય બિભત્સ નહિ, પણ ખૂબ જ મનોહર ને દર્શનીય હોય છે ગર્ભ વધવા છતા માતાનુ ઉદર વિકૃત એટલે કે ફૂલેલુ, ઉંચુ આવેલુ દેખાતુ નથી એવો પ્રભુનો પ્રભાવ હોય છે તેમજ માતાને કોઇ તકલીફ નહિ બલ્કે માતા-

પ્રભુના અંગુઠે અમૃત સંચારે છે, જેને પ્રભુ ચૂસીને જ ભૂખ શાંત કરે છે. પ્રભુને સ્તનપાન કરવાનું હોતું નથી. દેવના ઉત્સવ પછી રાજા મહાન જન્મોત્સવ ઉજવી લોકોને અપૂર્વ દાન, કરમાફ, મફત ખરીદી વગેરે કરાવે છે. સ્નેહી સ્વજનને ભોજન સત્કારપૂર્વક પ્રભુનું નામ પાડવામાં આવે છે. **ગર્ભમાં દિવ્ય-જ્ઞાન અને જન્મ વખતે આવાં દિવ્ય સન્માન છતાં પ્રભુને મન કોઈ અભિમાન કે આનંદ નથી. પ્રભુ તો નિર્લેપ છે.**

**આટલે સુધી પ્રભુની જન્માવસ્થા વિચારી.**

**હવે પ્રભુની રાજ્યાવસ્થા જુઓ.**

જન્મ્યા પછી પ્રભુ મહાવૈભવી લાલન-પાલનમાં ઉછરે છે, કેમકે રાજવી સમૃદ્ધિમાં જન્મ છે, તેમજ દેવોએ ભંડાર ભરી દીધા છે! વળી દેવતાઓ પ્રભુના દર્શને અને પ્રભુ સાથે ખેલવા માટે આવે છે! પ્રભુથી પોતે હારવામાં એ ગૌરવ લે છે! આ **બધી મહાસગવડ-સન્માનની સ્થિતિમાં અંતરથી પ્રભુ મહા-વિરાગી અને ઉદાસીન અવસ્થામાં રમે છે!** ત્યારે આપણે મામુલી તુચ્છ સગવડ સન્માનમાં રાગમૂઢ બની લહેવાઈ જઈએ છીએ. વિચારજો આવા સાચા પરમાત્માના આલંબને આપણી કેવી અધમાધમ દશા સમજાય છે.

એમને આતુરતા, કૌતુક કે રમવા–ખેલવાની લાલસા–તૃષ્ણા હોતી નથી છતા બાલક્રીડા કે બીજો વ્યવહાર કરે છે તે બીજાના અનુરોધથી, બીજાઓનુ મન ગમવા પોતાને કોઈ રસ કે ઉત્કંઠા નથી એટલે જ માતાપિતા પણ એમના મહાવૈરાગ્યને દેખે–સમજે છે, તેથી જ એમને પાણિગ્રહણ (વિવાહ) કરવાનુ સમજાવવામા મુશ્કેલી અનુભવવી પડે છે અને અ તે એ સુદર રૂપવતી અને સુશીલ રાજકુમારી સાથે પ્રભુનુ લગ્ન કરાવે છે

પ્ર૦ઃ—આવા મહાવિરાગી પ્રભુ પરણે જ શુ કામ?

ઉ૦ —પૂર્વના ત્રીજા ભવમા ઉચ્ચ ધર્મ–સાધના સાથે શુભ ભાવનામા એવા રમ્યા છે કે એના યોગે ઉપાર્જેલા વિપુલ પ્રમાણમા પ્રકૃષ્ટ ભોગપુણ્ય દેવભવ વીત્યા પછી પણ ભોગવવા બાકી રહે છે એ ભોગવ્યા વિના નાશ પામે એમ નથી એવા એ નિકાચિતકર્મ છે તેથી જ પ્રભુને લગ્ન કરી કર્મ–દુશ્મનને નીચ ઉપાયથી કાઢવો પડે છે બાકી કેટલાક તીર્થંકર દેવો જેમને દેવભવ પછી ભોગકર્મ નથી તે લગ્ન પણ નથી કરતા અને રાજ્ય પણ નથી ભોગવતા, એ તો બ્રહ્મચારી–કુમારપણે ચારિત્ર લે છે ત્યારે રાજ્ય પામનારામા પણ ઉત્કૃષ્ટ ભોગપુણ્યવાળા કેટલાક ચક્રવર્તી પણ બને છે એવા ચક્રવર્તી પ્રભુના પુણ્ય

અપૂર્વ વિશેષતાવાળા હોય છે. એવા વિશિષ્ટ કોટિના એ પુણ્ય હોય છે કે બીજા ચક્રવર્તીની જેમ એમને સામાન્ય રીતે દિગ્વિજયમાં યુદ્ધ નથી કરવા પડતા; રાજાઓ એમ જ આકર્ષાઈ શરણે આવે છે. એમ છ ખંડ પર વર્ચસ્વ સાથે ચૌદરત્ન, નવ નિધાન, એક લાખ બાણું હજાર સ્ત્રીઓનું અંતઃપુર, ચોરાશી લાખનું ગજદળ, હયદળ અને રથદળ તથા કરોડોનું પાયદળ વગેરેનો વૈભવ નિર્લેપપણે ભોગવે છે. ત્યાં પ્રભુ કમળપત્રની જેમ અંતરથી ન્યારા અને મહા-વૈરાગ્યવાસિત હોય છે.

**ધર્મશાસન સ્થાપવા દેવોની વિનંતિ: વર્ષીદાન :—**

રાજ્યશાસન કાળ પૂરો થતાં પ્રભુના દીક્ષા સમયની એક વર્ષ પૂર્વે પાંચમા દેવલોકના લોકાન્તિક દેવતા આવીને પ્રભુને ધર્મતીર્થ પ્રવર્તાવવા વિનંતિ કરે છે. ત્યારથી પ્રભુ એક વર્ષ સુધી રોજ પ્રભાતે બે ઘડી સુધી લોકોને ઇચ્છિત દાન આપે છે. આ થઈ રાજ્યાવસ્થાની વિચારણા. હવે,

**શ્રમણાવસ્થા :—** પ્રભુ હવે સંસાર ત્યજી ચારિત્રમાર્ગે વિચરવા તૈયાર થાય છે. ઘરવાસ મૂકીને દીક્ષા લઈ અનગાર-સાધુ બનવા તૈયાર થાય છે. જુઓ

કે પરમાત્માનુ કેવું સુદર આદર્શજીવન કે હજી ય એમના ભક્તોમાના કોકને પૂર્વ જીવનની તેવી સાધનાના હિસાબે છેલ્લા ભવમા ઘરમા બેઠા જ વીતરાગતા અને કેવળજ્ઞાન (સર્વજ્ઞતા) પ્રગટ થઈ શકે છે, પણ પ્રભુ પોતે તો ઘર ત્યજી ચારિત્ર લઇને જ તપ, સયમથી કર્મ ખપાવી વીતરાગ સર્વજ્ઞ બને છે એ પરથી બાળજીવોને બહુ ઉંચુ આલબન મળે છે કે **'પ્રભુ જેવા પ્રભુ તે ભવમા નક્કી કેવળજ્ઞાન અને મુક્તિ પામવાનુ જાણવા છતાં જો કર્મ ખપાવવા માટે સસારવાસની અનુકૂળતા છોડી મહાકઠોર ચારિત્ર જીવન પાળે છે, તો** આપણે કોણ માત્ર? આપણે જો ચારિત્ર પાળીએ તો જ આપણા કર્મ નાશ પામે, ને મુક્તિ થાય' પ્રભુનો ચારિત્ર-ઉત્સવ કરવા ઈન્દ્રો અને દેવતા પણ આવે છે મહાન અભિષેકવિધિ, વસ્ત્રભૂષણ-પરિધાપનાદિ કરી પછી શિબિકામા પ્રભુને આરૂઢ કરી મોટા વરઘોડા સાથે પ્રભુને ઉદ્યાનમા લાવવામા આવે છે પ્રભુ ત્યા નીચે ઉતરી સ્વય વસ્ત્રાલકાર ઉતારી, દાઢી-મૂછ અને માથાના વાળનો પચમુષ્ટિક લોચ કરે છે, અને જાવજ્જીવની માનસિક-વાચિક-કાયિક સર્વ પાપ વ્યાપારના ત્યાગની ભીષ્મ પ્રતિજ્ઞા ઉચ્ચરે છે, સસાર ત્યજી સાધુજીવન સ્વીકારે છે, ત્યા ધન, કુટુબ, પરિ-

વાર, ઘર વગેરે સર્વ વસ્તુનો ત્યાગ કરે છે.

ત્યાંથી પછી પ્રભુ સાધુપણે પૃથ્વીતલ ઉપર વિચરે છે. સાથે કોઇ નોકર-ચાકર કે સ્વજન-મિત્ર નહિ! પ્રભુને દુષ્ટ પશુ ને માણસો અનેક ઉપદ્રવ પણ કરી જાય. છતાં પ્રભુની સાથે કોઈજ સામાન-સરંજામ કશું જ નહિ; એક માત્ર દેવદુષ્ય વસ્ત્ર સાથે પ્રભુ વિચરે છે. ઘોર તપસ્યા આદરે છે, એમાં પાછા શું દિવસે કે શું રાતે જમીન પર પલાંઠી માંડીને પ્રભુ બેસતા પણ નથી; તો સુવાની વાત જ કયાં? એમાં ય વળી ભૂખ-તરસ, ટાઢ-તડકો, ડાંસ-મચ્છર વગેરે પ્રબળ પરીસહો આનંદથી સહે છે. ઉપરાંત દેવતાઇ, માનવીય કે પશુના ભયંકર ઉપસર્ગ પણ બહુ જ સમતાભાવે વધાવી લે છે. કોઈ જ ખેદ, દ્વેષ, અધીરતાદિ કરવાની વાત નહિ! ગમાર માણસોના અપમાન-પ્રહાર તથા કૂતરા જેવાના બટકાથી માંડી ઠેઠ સિંહ-વાઘના કે સર્પ-શસ્ત્ર સુધીના ગમે તેવા ભયાનક ઉપદ્રવો આવો! ફાંસી, અગ્નિ વગેરેના ઉપદ્રવ સામે આવો! કીડીઓ વગેરેથી વિંધાઇ આખું શરીર ચાલણી જેવું થવાનું બનો!—એ બધી ય સ્થિતિમાં પ્રભુને ક્ષમા, દયા, સંયમોપયોગ અને આત્મધ્યાન સિવાય બીજી કોઈ પ્રવૃત્તિ જ નહિ! એમ કરતાં કરતાં એઓશ્રી ઉત્કૃષ્ટ મંગળભૂત અહિંસા, સંયમ અને

તપથી કર્મના થોકના થોક ખપાવ્યે રાખે છે। આ થઇ પ્રભુની શ્રમણ-અવસ્થાની વાત આ બધી અવસ્થામા પ્રભુના જે ગુણો છે તેનુ વર્ણન આગળ જોઇશુ પણ એટલુ ખરૂ કે મહાપુણ્યે મળેલી મહાન સમૃદ્ધિ-ઠકુરાઈ-સુકોમળતાદિને અવગણી પ્રભુ અજબ સહિષ્ણુતા સમતા સમાધિમા ઝીલે છે। ધન્ય અરિહ ત ! ધન્ય મારા નાથ। હવે પદસ્થ અવસ્થા જુઓ

**પદસ્થ અવસ્થા**:—તપસ્યા, સ યમ અને ધ્યાનના બળે, તથા ઉપસર્ગ-પરીસહોને ખુબ જ સમતાભાવથી સહન કરવાના પ્રતાપે પોતાના ઘાતી કર્મ-જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અ તરાય-એ ચારનો મૂળથી નાશ કરી પ્રભુ વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા બને છે ત્યા તીર્થ કર નામ-કર્મનુ ઉત્કૃષ્ટ પુણ્ય હવે ઉદયમા આવે છે એનાથી તીર્થ-કર પદ પ્રાપ્ત થાય છે એ પદવાળી અવસ્થા તે પદસ્થ અવસ્થા કેવળજ્ઞાન પ્રગટતા તરત જ દેવતાઓ ત્રણ ગઢવાળુ સમવસરણ રચે છે એના ઉપર જગતગુરુ બિરાજમાન થઇ ધર્મદેશના આપે છે તેને એ અવસરે દેવ, મનુષ્ય અને તિર્ય ચની પર્ષદા ખૂબ જ રસથી સાભળે છે, અને સમજે છે ત્યા વિશિષ્ટ પુણ્યાઈ અને શક્તિવાળા અમુક ભાગ્યવાનો બોધ [illegible] ઉચી સ્થિતિનોય ત્યાગ કરી [illegible] પાસે લે

છે; અને પ્રભુને ત્રણ વાર, 'હે ભગવંત! તત્ત્વ શું?' એમ પ્રશ્ન કરે છે, એના ત્રણ ઉત્તરમાં પ્રભુ ફરમાવે છે, "ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, સ્થિર રહે છે." અર્થાત્ જગતની વસ્તુ માત્રમાં સત્‌માત્રમાં ઉત્પત્તિ, નાશ અને સ્થિરતાના એક સાથે ત્રણે ય ગુણ-ધર્મ હોય છે. જેનામાં ન હોય તે વસ્તુ નહિ, સત્ નહિ. ઉત્તરો સાંભળી એ મહાનુભાવોના શ્રુત જ્ઞાનાવરણના પડદા એવા તૂટી જાય છે કે એમના આત્મામાં લોકાલોકના પદાર્થો, તત્ત્વો તથા મોક્ષમાર્ગની સમસ્ત પ્રક્રિયા વગેરેનો સૂક્ષ્મ અને વિશાળ બોધરૂપી શ્રુત-જ્ઞાન પ્રગટે છે. એના ઉપર એ ત્યાંને ત્યાં સંયમ જીવનના આચાર, દર્શનો, તત્ત્વો, વગેરેના મહાશાસ્ત્રો રચે છે. એને **દ્વાદશાંગી** કહે છે. આગમ પુરુષના એ મૂળભૂત શાસ્ત્રો હોવાથી અંગ કહેવાય છે. અંગ બાર હોય છે. એમાં છેલ્લું બારમું અંગ દૃષ્ટિવાદ નામનું શાસ્ત્ર છે. એના પેટાના પાંચ પ્રકારમાં એક પ્રકાર ચૌદ પૂર્વ નામના મહાશાસ્ત્રનો હોય છે; જેમાં આત્મવાદ, કર્મવાદ, જ્યોતિષ, નિમિત્ત, વનસ્પતિ વિજ્ઞાન, વિદ્યા, મંત્રો, તંત્રો, વગેરેનો વિસ્તાર દરિયો વર્ણવેલો હોય છે. દ્વાદશાંગીની આ સમગ્ર રચના કરનારને ગણધર કહેવાય છે. એમની એ રચનાને પ્રભુ કેવળજ્ઞાનથી તદ્દન સાચી જુએ છે,

અને એના ઉપર સત્યતાનુ સમર્થન કરવા તથા બીજા યોગ્ય સાધુઓને એ શાસ્ત્રોનુ દાન કરવાની અનુજ્ઞા આપવા ત્રિભુવન પતિ સિંહાસન પરથી ઉઠે છે. ગણધર ભગવંતો એક હારમા માથુ નમાવી, હાથ જોડી ઉભા હોય છે ઈન્દ્ર ત્યા થાળમા સુગંધિત વાસક્ષેપ ચૂર્ણ લઇ બાજુમા ઉભો રહે છે પરમાત્મા એમાથી ચૂર્ણની મુઠ્ઠિ ભરી "દ્રવ્ય-ગુણ-પર્યાયથી હુ તીર્થની અનુજ્ઞા આપુ છુ" એમ કહેતા એ નતમસ્તક ગણધર ભગવંતોના માથે ચૂર્ણ-પ્રક્ષેપ કરે છે શુ કર્યું આમા વિશ્વનાથે? દ્રવ્યો, ગુણો અને પર્યાયો જે યથાર્થ રીતે ગણધર ભગવાને જાણ્યા, અને સૂત્રરૂપે એને અક્ષરદેહ આપ્યો, હવે એ બીજાને ભણાવવાની રજા આપી અર્થાત્ એમ કહેવાય કે એ બધા શાસ્ત્રો ખુદ તીર્થંકર દેવના ફરમાવેલા છે એ શાસ્ત્રો એ જિનવચન જ છે આ રીતે ગણધર મુનિઓ જે બન્યા તે તીર્થ કહેવાય, એના કરનારા પ્રભુ તીર્થંકર કહેવાય છે પ્રભુ ત્યા બીજાઓને પણ દીક્ષા, શ્રાવક-પણુ, સમ્યકત્વ વગેરે ય આપે છે એથી સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકા એમ ચતુર્વિધ સંઘની રચના થાય છે એમને પાળવાના વ્યવસ્થિત આચારો, અનુષ્ઠાનો, વ્રતો વગેરે હોય છે એમા સ્ખલના થાય તો દંડ હોય છે ઇત્યાદિ વ્યવસ્થાથી આ એક ધર્મ-શાસન

બન્યું ગણાય છે. શાસનના અધિપતિ રાજા શ્રી તીર્થંકર ભગવાન ધર્મ ચક્રવર્તી છે. આચાર્યો એમના પ્રતિનિધિ છે; એ પ્રભુના ધર્મશાસનનો પ્રચાર કરે છે. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ પ્રજાજનો છે. એમના ધર્મજીવનનું પાલન-પોષણ કરવામાં આવે છે.

આવા તીર્થંકર ભગવાન ત્રણે ય લોકની પૂજાને પામે છે. ખાસ કરીને દેવોની આઠ મહા પ્રાતિહાર્યની સિંહાસન ચામર વગેરે (પૂર્વે ગણાવેલા આઠની) પૂજાને અર્હ (યોગ્ય) બનેલા છે, તેથી અર્હત્-અરહંત અરિહંત કહેવાય છે. હવે એ ચાલે ત્યાં પગલાં માંડવાની જગા પર માખણના પિંડા જેવા સુકોમળ નવ સુવર્ણ કમળ રચાય છે. પ્રભુ ચાલે ત્યાં ઉપર ગગનમાં પંખીઓ પ્રદક્ષિણા દે છે, રસ્તાના ઝાડ પ્રભુને નમે છે, ઋતુ અનુકૂળ થાય છે, પવન શીતળ મંદ વહે છે; કાંટા ઉંધા થઈ જાય છે; સવાસો જોજનમાંથી મારી-મરકી વગેરેના ઉપદ્રવો ટળી જાય છે. એવા વીતરાગ સર્વજ્ઞ તીર્થંકર શ્રી અરિહંત પરમાત્મા ત્યાર પછી આયુષ્ય પહોંચે ત્યાં સુધી દેશેદેશ ગામેગામ વિચરે છે દિવસના પહેલા અને પાછલા પહોરે ધર્મ-દેશના દે છે; લાખો કરોડો જીવો પ્રભુના અને શિષ્યોના હાથે સાધુપણું, વ્રતધારી શ્રાવકપણું, કે સમકિતી શ્રાવકપણું પામે છે.

(૫) રૂપાતીત અવસ્થા :— અંતે આયુષ્ય સમાપ્ત થવાના અવસરે પ્રભુ જ્ઞાનમા યોગ્ય લાગે તે મુજબ છેલ્લા દિવસોમા આહાર-પાણી ત્યજી અનશનમા રહી પર્યંકાસન વગેરે આસને શુકલ-ધ્યાનના છેલ્લા બે પાયાથી તદ્દન અયોગી બની ચાર અઘાતી કર્મ (વેદનીય, આયુષ્ય,-નામકર્મ-ગોત્રકર્મ) નો સર્વથા નાશ કરે છે, અને મોક્ષ પામે છે મોક્ષમા હવે શાશ્વત કાળ માટે કર્મ, શરીર, મન, વચન, ગતિ, ભવ, ઇન્દ્રિયો, લેશ્યા, ભૂખ, તરસ, રોગ, શાતા-અશાતા, યશ-અપયશ, માનાપમાન વગેરેથી રહિત બની તદ્દન શુદ્ધ સ્ફટિકવત્ નિર્મળ, નિરંજન નિરાકાર અરૂપી આત્મા બની ચૌદ રાજ-લોકના મથાળે સિદ્ધ-શિલાના ઉપર પહોચી જાય છે, અને લોકના અંતે સ્પર્શીને રહે છે ત્યાથી કદી એમને પાછુ ઉતરવાનુ નથી હોતુ અલબત હજી જગતમાના બીજા વિશિષ્ટ કોટિના જીવો પૂર્વે કહ્યુ તેમ વિશિષ્ટ કોટિનુ ઉંચુ સમ્યકત્વ, વીસ સ્થાનક અને વિશ્વદયાના આરાધન કરી તીર્થંકર થતા જાય છે બાકી મોક્ષે ગયેલા, શુ તીર્થંકરના કે શુ બીજા, ગમે તે આત્માને અવતાર લેવાના હોતા નથી હવે તો અક્ષય અવ્યાબાધ અનંતા સુખમા એ ઝીલે છે એ સુખ સર્વ જીવોના સુખ કરતા

અનંતગુણું હોય છે; સંયોગની અપેક્ષા વિનાનું નિર-
પેક્ષ આત્મસુખ હોય છે. સંયોગ-જન્ય સુખના
અભ્યાસીને એના અનુભવનો ખ્યાલ નથી આવી
શકતો. પણ તે વાસ્તવિક સુખ છે અને અનંત
પ્રમાણવાળું છે; કેમકે જીવને જો એક શત્રુના નાશ-
થી ય મહા આનંદ થાય છે; એક ઇચ્છાની પૂર્તિ અને
નિવૃત્તિ થવાથી અપૂર્વ આનંદ લાગે છે; એક રોગ-
એક પીડા-એક ઉપદ્રવના નાશથી અદ્દભુત સુખનો
અનુભવ થાય છે; એક સારા પદાર્થની પ્રાપ્તિથી
અપૂર્વ મઝા આવે છે; તો પછી સર્વ શત્રુના અભા-
વથી, સર્વ ઇચ્છાની નિવૃત્તિથી, સર્વ પદાર્થની
પ્રાપ્તિથી અને સર્વ રોગ-પીડા-ઉપદ્રવના નાશથી
અનંત સુખ પ્રાપ્ત થાય, અનુભવાયા કરે એમાં શી
નવાઇ? મોક્ષાવસ્થામાં કોઇ શત્રુ, કોઇ ઇચ્છા, કોઈ
રોગાદિ રહેતા નથી. તેથી અને ખરૂં તો આત્મા
ઉપરના સર્વ આવરણ-કચરા દૂર થઇ ગયા હોય છે
તેથી સ્વભાવગત અનંત આનંદનો દિવાકર નિર્મલ
આત્મગગનમાં વૈશાખના મધ્યાહ્નની જેમ ઝળહળી
ઉઠે છે! આત્માને જન્મ નથી, એટલે શરીર
નથી ને મન નથી; એટલે રોગ, શોક, દુઃખ, દારિદ્રય
દૌર્ભાગ્ય, જરા, મૃત્યુ વગેરે કોઈ જ વેદન નથી; તેમ
કામ, ક્રોધ, મદ, માયા, મત્સર વગેરે કાંઈ જ લાગ-

ણી કે વિકાર નથી એ તો હવે અરૂપી, અમોહી, અક્રોધી, અમાની, અમાયી, અલોભી, અરામી અદ્વેષી, અલેશ્યી, નિરિચ્છ, નિર્વેદી, નિર્વિકલ્પ, નિરપેક્ષ, શુદ્ધ સ્વરૂપસ્થ બનેલા છે હવે તો લોકાલોક પ્રકાશક કેવળજ્ઞાન કેવળદર્શન વડે સમસ્ત જગતને ઉદાસીનભાવે જોવાના અને અન ત સહજ આન દમા ઝીલવાના નિર્મલ આત્મસ્વરૂપમા રમણુ કરે છે આ. થયુ રૂપાતીત અવસ્થ નુ સ્વરૂપ એમ પરમાત્માના જીવન અ ગેની વિચારણા થઈ

પરમાત્માની પ્રથમ સમ્યકત્વ પામવા વખતની ઉત્તમતા, પૂર્વના ત્રીજા ભવની અદ્ભુત સાધના અને સાચુ વિશ્વવાત્સલ્ય સહિત તાત્ત્વિક જગતદયાળુપણુ, દેવભવની દુર્લભ વિરક્ત દશા, ચ્યવન પછીની અદ્ભુત ઉત્તમતા, જન્મ વખતનો આત્મ-કલ્યાણ અર્થે દિક્કુમારીઓ, ઇન્દ્રો, દેવો વગેરેનો ઉત્સવ–આ બધુ મળીને પ્રભુની જન્મ અવસ્થા ! એ પછી પ્રભુની લગ્ન અને રાજ્ય અવસ્થામા નિર્લેપ નિરાસ ગ દશા, એ પછી રોમાંચક અને હૃદયવેધી શ્રમણઅવસ્થા ! એમાની ઘોર તપ–સ યમ વગેરેની સાધનાની ચર્યા અને ઉચ્ચ તપ, પવિત્ર જીવન, પછી પદસ્થ અવસ્થામા સાથેસાથ પરમાત્મપણાની અવસ્થા અને ચર્યા, પરમાત્મપણાનુ કર્તવ્ય–પાલન, સાચી

લોકનાથપણાની સ્થિતિ—આ બધું એ પદસ્થ અવ-
સ્થા! પછી શુદ્ધ સુંદર આત્મસ્વરૂપ અને અનંત
વૈભવ સમૃદ્ધિવાળી રૂપાતીત અવસ્થા....આમ પરમા-
ત્માના જીવનનો પણ વિચાર આપણને આપણા અધ-
મ સ્વરૂપમાંથી બહાર કાઢી પરમાત્મસ્વરૂપે પહોંચા-
ડનારૂં બને છે. પરંતુ તે પરમાત્માનું આવું જીવન
આલંબન તરીકે મળે તો જ. એના બદલે પરમાત્માનું
જો લીલાદિ ચેષ્ટાનું જીવન હોય, જો યુદ્ધાદિ ધમધમાટ-
નું જીવન હોય, મોટી પ્રવૃત્તિનું જીવન હોય, આરંભ-
સમારંભનું જીવન હોય, અને તે પણ પાછું પરમા-
ત્મસ્વરૂપના ખાતે ખતવાયું હોય, તો એ શો આદર્શ
કે શું આલંબન આપી શકે? ત્યારે એ પણ વસ્તુ
છે કે આપણા જીવન સામે ઉપર વર્ણવેલી જન્માદિ
અવસ્થાઓવાળા તેમજ પૂર્વે કહેલા સ્વરૂપ અને હવે
કહેવનારા ગુણો, શક્તિ અને આને ઉપકારવાળા આદર્શ
ન ધરી રાખીએ, અને એમાં યથાયોગ્ય ન આચરીએ
તો માનવ જીવનની સફલતા શી સધાવાની?



પ્રકરણ ૩.

# પરમાત્માના ગુણો.

ગુણો અનંતા છે સર્વજ્ઞ શ્રી અરિહંત પરમાત્મામાં ઘાતીકર્મોનો સમૂલ નાશ થવાથી અનંત ગુણો પ્રગટ થયેલા હોય છે, ખુદ સર્વજ્ઞ ભગવાન પણ એ ગુણોને પૂરેપૂરા જાણવા છતાં વર્ણવી શકતા નથી કેમકે આયુષ્ય પરિમિત છે, અંતવાળું છે, એમાં અનંત-ગુણો કયાથી વર્ણવી શકાય ? કહ્યું છે કે,

यदि त्रिलोकी गणना परा स्यात् पारे परार्ध्यं गणितं यदि स्यात्।

न घा समाप्ति पुनरायुष स्यात् तदैव स स्याद् गणेयगुण्य ॥

એટલે કે જો, પ્રભુના ગુણોની ગણત્રી કરવામાં ત્રણે ય લોકના જીવો લાગી જાય, પાછું ગણિત પણ પરાર્ધની પેલે પાર હોય, અને ગણનારના આયુષ્યની વળી સમાપ્તિ ન હોય, તો જ એમના ગુણોની ગણત્રી પૂરી થાય! એટલા બધા ગુણવાળા એ છે! આનો અર્થ જ એ કે અનંતા જીવોથી અનંતા કાલ સુધી સતત કરાતી ગણત્રી પ્રમાણ ગુણો! એટલે ગુણો બે-

પાંચ પચાસ નહિ પણ અનંતા!!

પ્ર૦—દોષ તો માત્ર અઢાર દૂર થાય છે, તો ગુણ અઢાર જ કેમ નહિ? હિંસા જવાથી અહિંસા ગુણ. રાગ જવાથી વીતરાગતા ગુણ. એમ અઢાર જ થાય ને? અનંતા કેવી રીતે?

ઉ૦—એ વાત સાચી છે કે અઢાર દોષના નાશથી એના પ્રતિપક્ષી અઢાર ગુણો જન્મે. પરંતુ દોષ અઢાર એ સ્થૂલ ગણત્રી છે, દરેક દોષના અવાન્તર ભેદ એટલા બધા છે કે કુલ દોષો અનંતા થાય.

**પ્ર૦—અનંત દોષોની સમજ કેમ કરવી?**

ઉ૦—આ કઠિન છે; પણ સમજો કે દા. ત. અજ્ઞાન નામનો દોષ છે, તે અજ્ઞાન દોષમાં ત્રણેય કાળના તે તે **પદાર્થોનું** અને એના તે તે **પર્યાયોનું** અજ્ઞાન જુદું જુદું ગણતાં, અનંત જાતના અજ્ઞાન દોષ થાય કે નહિ? એવી રીતે કામચેષ્ટાની કેટલીય જાતો છે! એ દરેક જાતની પાછી અવાન્તર જાતો છે! એમાંય કામ સંબંધી કેટકેટલી જાતના વચનો, કેવી કેવી વિચારણાઓ, અને કેટલીય જાતના આંખના કટાક્ષોથી માંડીને જુદા જુદા અંગની જુદી જુદી ચેષ્ટાઓ, આ બધું તો પાછું એક સ્ત્રીના એક ભવના અવતાર સંબંધી, પણ જગતભરની સ્ત્રીઓના

જુદા જુદા ભવ સબધી એ દોષો ગણવા જતા કેટલા દોષો થાય? એવુ રાગ દોષના પણ અનત ભેદ પડે. દા ત એક વસ્ત્ર પર રાગ છે તેય એના સુતર કે રેશમના પુમે પુમે જુદો જુદો રાગ છે કેમકે, ધારો'કે એના પર કોઇની કલમની ટાંકની સહેજ અણી જો લાગી ગઈ, તો માત્ર એક ઝીણી પુમ પર ડાઘ લાગ્યો પણ તેય મનને ખૂચે છે જો કે બાકીની હજારો પુમ હજી તો નિષ્કલક ઉજ્જવળ છે, છતા આ એક પુમ પરના જુદા રાગના લીધે અતિ ઝીણો ડાઘ પણ ખમાતો નથી એમ એક જ ઘરમાની અનેકાનેક ઘર-વાખરાની અને એજ રીતે જગતભરની વસ્તુઓના રાગેરાગના થોક છે! તેમ વસ્તુ દરેકના ખૂણે ખૂણાના રાગ, રૂપના રાગ, રસના રાગ, ગધના રાગ, સ્પર્શના, આકૃતિના ઇત્યાદિ અનત અશના રાગ જુદા જુદા છે માટે જ એક ઠેરીમાય, રગ, સ્વાદ વગેરેના રાગ અલગ અલગ હોવાથી તેથી રગે લાલ-પીળી જ ગમે છે, સ્વાદે મીઠી જ ગમે છે, ગધે સુગધિત જ ગમે છે, પાછી સ્પર્શે તે સુવાળી જ વધુ ગમે છે એમાય આકૃતિએ ગોળમટોળ જ સારી ગમે છે આ બધા-માય પાછુ જુદી જુદી જાતની લાલાશે રાગ જુદો જુદો! જુદી જુદી મીઠાશે રાગ જુદો જુદો! આમ

રાગના ય હિસાબ નથી. એટલે જ બીજું બધું બરાબર છતાં એકાદ રંગ કે રસ બરાબર ન હોય તો ખૂંચે છે. રાગ-દ્વેષ અજ્ઞાનાદિના દોષો અનંતા છે. આ તો બાળજીવોને સમજવાની ગણત્રી છે. પણ અનંત દોષોની સૂક્ષ્મ સમજ તત્વજ્ઞ પુરુષ આમ કરી શકે. એ જાણે છે કે આત્મામાં જ્ઞાનાવરણીયાદિ કર્મના અનંત દલિકો છે, તેમજ રાગદ્વેષાદિના સંક્લેશના અસંખ્ય સ્થાનકના પ્રત્યેકમાં વૃદ્ધિ પામતો અનંત અનંત રસ છે. તેથી આ અનંત દલિક અને અનંત રસના કાર્ય રૂપે અનંતા દોષો થાય, તેમજ તેના નાશથી અનંત ગુણ-પ્રગટ થાય, એમાં નવાઈ નથી.

આ વસ્તુ ધ્યાન પર લઈએ ત્યારે જે કહેવાય છે કે 'પરમાત્મા અગમ અગોચર છે. પરમાત્માનું સ્વરૂપ અતિ ગંભીર છે, અતિ ગહન છે,' તે અગમ,-અગોચરતા, અને ગંભીરતા-ગહનતા શી, તેનો ખ્યાલ આવે. હવે વિચારો એ જગદીશ્વરે એવા અનંતા દોષોને ધક્કે ચઢાવી અનંતા ગુણો પ્રગટ કરવાનું જે પરાક્રમ કર્યું, તે ય કેવું અચિંત્ય, અતુલ, અનંત પરાક્રમ!! ત્યારે એમના તે અનંતા ગુણો ય કેવા?? પ્રભુની વિચારણીય ગહનતા આ છે; પણ નહિ કે બીજાઓએ માનેલી સર્જન શક્તિની ગહનતા. એ અનંત ગુણોની જ ગહન વિચારણા આપણા દિલમાં

આત્મવિશુદ્ધિનો નવો પ્રકાશ અને નવો ઉલ્લાસ આપી શકે બ્રહ્માણ્ડ સર્જવાની શક્તિ કે હવા-પાણી-અન્ન-પ્રકાશ વગેરે આપવાનો લૌકિક ઉપકાર વિચારવામા આપણા પોતાના અનાદિકાળથી બધા થયેલા કામ ક્રોધ-મોહાદિ દોષોને ધક્કો શી રીતે લાગે? તેમ એવા શક્તિ-ઉપકારવાળા ઇશ્વર પણ આપણા દોષો કેમ ટાળી શકે? પોતે વીતરાગતા બતાવે તો ભક્તને વૈરાગ્ય તરફ ઉલ્લસિત કરી શકે

**પરમાત્મા બનવાની ભૂમિકાના ગુણો.—**

આમ તો પ્રભુના ગુણો ગણાય તેમ નથી, તેથી માત્ર મોટા મોટા થોડાક જ ગુણોનો વિચાર થાય તે પણ અતિ અલ્પ વિચાર થઈ શકશે આમા પણ પહેલુ એ જોવા જેવું છે કે હજી જ્યારે પ્રભુની પરમાત્મા અવસ્થા નથી બની, અર્થાત્ જે અવસ્થામા એ પરમાત્મા તરીકે નથી મનાતા, પણ એક આદર્શ માનવ, આદર્શ બાળક, આદર્શ પુત્ર, આદર્શ ગૃહસ્થ, આદર્શ રાજા, આદર્શ સાધુ, ઈત્યાદિ રૂપે ગણાય છે, ત્યારે પણ એમનામા પરમાત્મા બનવાની ભૂમિકાને યોગ્ય કેવા કેવા મહાન અચિન્ત્ય પ્રભાવશાલી ગુણો છે

**પરમાત્મા બનવા પૂર્વેના ગુણો:—**

પૂર્વે જોયુ તેમ, પરમાત્માના જીવમા અનાદિ-

દા૦ ત૦ શ્રી મહાવીર પ્રભુનો પહેલો **નયસારનો** ભવ વિચારતાં એમાં મહાન પરોપકારવૃત્તિ, જંગલમાં પણ અતિથિ સત્કારની ભૂખ, સત્પુરૂષો આગળ બાળ જેવી નમ્રતા, વિચારકતા. તેમજ આમ તો પોતે ગુણ-સંપન્ન માનવ હોવા છતાં પોતાની જાતમાં પોતે નિરહંકારથી નિર્ગુણતા–અધમતા અને પશુતાનું દર્શન કરી રહ્યા છે તે; ધર્મ પામ્યાનો અપૂર્વ આનંદ; ધર્મ પમાડનાર પ્રત્યે **ઉંચી કૃતજ્ઞતાની** બુદ્ધિ.... વગેરે ગુણો છે. મરીચિનો અને વિશ્વભૂતિનો ભવ જોતાં એમાં **સહજમાં વૈરાગ્ય** પામવાનો અને ઋદ્ધિભર્યો **સંસાર ત્યજવાનો પુરુષાર્થ** બહુ અદ્‌ભુત કોટિનો ગુણ છે! એ તેવા પ્રસંગ પરથી સમજાય છે: **વિશ્વ-ભૂતિના** ભવમાં તપનો ગુણ કેટલો મહાન હશે કે એથી મોટી લબ્ધિ ઉત્પન્ન થઈ ગઈ હતી! **પ્રિયમિત્ર** નામના ચક્રવર્તીના ભવમાં ષટ્‌ખંડના વૈભવવિલાસ ત્યજી ક્રોડ વર્ષ કઠોર ચારિત્ર પાળવાનો ગુણ! નંદનઋષિના ભવમાં રાજવીપણું ત્યજી લાખ વર્ષ ચારિત્ર જીવન! માસખમણના પારણે માસખમણ કરીને લગભગ બાર લાખ માસખમણની અતિ ઘોર તપસ્યા! એમાં ય વીસ સ્થાનકની જોરદાર આરાધનાઓ! સાથે મહાસમતા, સમાધિ, અંતિમ સંલેખના, અનશન વગેરે ગુણો અનુપમ કોટિના જોવા મળે છે!! છેલ્લા ભવના

પૂર્વભવમાય પરમાત્માના જીવમા ચાહ્ય નરકમાં કે સ્વર્ગમા ઘોર દુ ખ કે સુખમા અપૂર્વ ઉપશમ આત્મ જાગ્રતિ, અપૂર્વ વૈરાગ્ય, વગેરે ગુણો પ્રકાશતા હોય છે!!

**નિરભિમાનિતા, તત્ત્વદર્શિતા, માતૃભક્તિ, કષ્ટસહતા.—**

અ તિમ ભવમા તો પ્રભુમા ગુણોનો થોક ઉભરાય છે! ગર્ભમા આવે ત્યા નિર્મળ અવધિજ્ઞાન, સમ્યકત્વ અને જ્વલ ત વૈરાગ્ય પ્રગટ હોય છે! શ્રી મહાવીર પ્રભુને ગર્ભમા રહ્યે રહ્યે માતા ઉપર મહાભક્તિનો આવેગ અને વિવેક જાગ્યા હતા! એમા એમણે ત્યારની અતિ સુકોમળ કાયે પણ હાલ્યા–ચાલ્યા વિના અ ગોપાગ અ ગોપવીને બેસવાનુ મહાન કપરૂ કાયકષ્ટ ઉપાડ્યુ? શ્રી અરિહ ત પરમાત્માનો જીવ જન્મ પામે ત્યા દિક્કુમારીઓ અને દેવેન્દ્રો જેવાથી પણ મહા સન્માન કરાવા છતા મહાન આત્મસ યમી પ્રભુ એથી જરાય ઉત્કર્ષ નથી માનતા! જરાય અભિમાન નથી કરતા! કેવી મહાન નિરભિમાનિતા! ઉપરથી એ બધુ પુણ્યની લીલા, એટલે કે ક્ષણિક, પરાધીન અને આત્મ સ્વરૂપની બાહ્ય હોવાનુ સમજે છે!

એવી મહાન તત્ત્વદર્શિતાનો ગુણ પ્રભુમા જન્મથી હોય છે ત્યારે મહાગ ભીરતા, નિરભિમાન અને મહા સાત્વિકતા કેવીક હોય છે તે જુઓ

નથી. એ તો પોતે ઉદાસીનતા અને તત્ત્વદૃષ્ટિમાં રમતા હોય છે. પરંતુ એમના પ્રબળ પુણ્ય એવા છે કે સ્વજન પરિજન જરા ય થાકયા-કંટાળ્યા કે ધરાયા વિના પ્રભુને ખૂબ મહલાવે છે. અવસરે દેવતા ય રમાડવા મહલાવવા આવે છે. મહાસુખ સત્કારની સુંવાળી સ્થિતિ છતાંય એમાં પ્રભુની કેવી અલૌકિક પ્રૌઢતા અને નિરુત્સુકતા! ત્યારે સમજી રાખો કે આપણાથી પણ આવા આવા વિશિષ્ટ ગુણોએજ પરમાત્મભાવની નિકટ પહોંચી શકાય છે બાલ્યવયે નિર્ભયતા પણ પ્રભુમાં અદ્ભુત હોય છે! એના એક દૃષ્ટાંત તરીકે શ્રી મહાવીર પ્રભુનું આમલકી ક્રીડાનું દૃષ્ટાન્ત પ્રસિદ્ધ છે. સ્વર્ગમાં ઈન્દ્રે પ્રભુના ધૈર્યના ગુણ ગાયા. મિથ્યાદૃષ્ટિ દેવતા એ સહી ન શકવાથી પ્રભુની પરીક્ષા કરવા નીચે આવ્યો. એ મિત્રોના

અનુરોધથી ખેલતા પ્રભુને મોટા કાળા ફણીધર સર્પનું અને સાત તાડ જેટલા ઉંચા પિશાચનું રૂપ દેખાડે છે. ત્યાં બીજા છોકરાઓ તો ગભરાઈ જાય છે, પણ પ્રભુ લેશમાત્ર ધૈર્ય છોડતા નથી. કિન્તુ નિર્ભયપણે સાપને હાથેથી પકડી દૂર ફેંકે છે! પછી પાછા એટલા ઉંચા પિશાચના ખભે બેસીને એને મુઠી લગાવી સંકોચાવી દે છે દેવને અંતે ક્ષમા માગવી પડે છે. પ્રભુનો આ ધૈર્ય ગુણ છે.

**મહાશાંતતા, ઉચ્ચ વિવેક, મહાવિનય, મર્યાદાપાલન .—**

પ્રભુ કુમાર અને યુવાન અવસ્થામા આવે છે ત્યા પણ એમનામા મહાશાતતા અને ઉચ્ચ વિવેક ઝળહળતો હોય છે એક દાખલો જુઓ કે શ્રી નેમિનાથ પ્રભુ પ્રત્યે શકા ખાઈને કૃષ્ણ વાસુદેવે એમને કહ્યુ કે 'આવો નેમિકુમાર! આપણે બળની પરીક્ષા કરીએ ' પ્રભુ અતુલ બળી છે છતા અહીં મહાશાત છે તેથી બીજુ કશુ બોલતા નથી પરીક્ષામા કૃષ્ણનો ઇરાદો અખાડામા મલ્લ કુસ્તી કરવાનો કે એવો કોક હશે પરતુ અહીં તો નેમિકુમાર કહે છે કે 'જો ભાઈ, આપણે ભૂલુઠન (ભૂમિ પર આળોટવાનુ) કરવુ અનુચિત છે માટે માત્ર હાથ વાળવામા બળની પરીક્ષા કરીએ ' કેવો સુદર વિવેક! આટલુ કરવામા પણ પ્રભુને કાઈ જશ લેવાની કાક્ષા નહોતી કિન્તુ શ્રી કૃષ્ણના અનુરોધને અનુસરતા હતા એમા અરિહત થનાર પરમ પુરુષ માટે અનુચિત ચિંતા કરી તીર્થંકરની એક પ્રકારે આશાતના કરતા હતા તે અટકાવવાની જરૂર પણ ગણી શકાય કેવી સરસ ભાવદયા! કેવો નિર્દોષ વિવેકી ઉપાય! અહિં નેમિકુમાર હજી પરમાત્મ-સ્વરૂપમા નથી આવ્યા, પણ પરમાત્મભાવની નિકટ લઈ જાય એવા ઉભય ગુણોને ધરે છે એમા એમણે

શ્રી કૃષ્ણનો હાથ તો કમલના નાલની જેમ વાળી દીધો, પણ પોતાના હાથ ઉપર કૃષ્ણ આખાને આખા લટકી પડયા તોય વાળી શકયા નહિ. આટલું બળ હોવા છતાં શ્રી કૃષ્ણની મજાક ઉડાવવાની નહિ એવી પ્રભુની ઠરેલતા !

પ્રભુના કેટલા ગુણો ગણી શકશું ? ગુણો તો ગણ્યા ગણાય નહિ એટલા બધા છે. બીજો પ્રસંગ જુઓ.

જરાવિદ્યાથી મૂર્છિત એવી શ્રી કૃષ્ણની આખી સેનાની મૂર્છા ઉતારવા શ્રી નેમિકુમારે કૃષ્ણને ધરણેન્દ્ર પાસેથી શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ મેળવી એનું સ્નાત્ર-જલ સેના પર છાંટવા કહ્યું. આ પણ કેવો મહાવિવેક ! પોતે કયાં પ્રભાવશાલી નહોતા ? છતાં પોતાની જ ચરણરજ કે ચરણજલ લઇ છાટવા ન કહ્યું અને મૂર્તિ મેળવવા કહ્યું. દરમિયાન પોતે શત્રુ દળને માર્યા વિના કૃષ્ણની સેનાનું રક્ષણ કર્યું.

ત્યારે જુઓ કે પાર્શ્વકુમારે એક વાર પિતાને મિત્ર રાજા પરના મ્લેચ્છ રાજાના હલ્લાને ટાળવા યુદ્ધમાં જતાં રોકી પોતે ગયા પણ વિના લડાઇએ મ્લેચ્છ રાજાને વશ કરી આવ્યા ! કેવો સરસ હૃદયનો મહા કોમળભાવ અને વિશ્વ મૈત્રી ! શકય સમારંભ અટકાવવાનો પ્રભુનો કેટલો સુંદર વિવેક ! ત્યારે ત્યાં

એ મિત્ર રાજાએ પાર્શ્વકુમારને પોતાની પુત્રી પ્રભાવતી કન્યાને પરણવા માટે ખૂબ આગ્રહ કર્યો, પણ પિતાએ જે કાર્ય માટે મોકલ્યા છે તે સિવાય બીજી વાત નહિ એમ કરી ના પાડી, ને એમ જ પાછા આવ્યા કેવો મહાન પિતૃવિનય! કેવુ મહાન મર્યાદા-પાલન! ભોગવૃતિ પર કેવો મહાન કાબુ!

ગૃહસ્થાવસ્થામા પણ અનુપમ સમૃદ્ધિ હોવા છતા પ્રભુ ઉદાસીન, અંતરથી ન્યારા, અને કમલપત્ર જેવા નિર્લેપ હોય છે. ભોગાવલિ કર્મ બાકીનુ તથા તદ્દભવ મોક્ષનુ જાણવા છતા લગ્નનો આગ્રહ કરતા મિત્રોને દાખીને અને માતાજીને વિનય પૂર્વક કહે છે કે,

"સંસારની વૃદ્ધિ કરનારા પાણિગ્રહણમા આપનો આટલો બધો આગ્રહ શા માટે?" કેવી સુંદર આત્મજાગ્રતિ! કેવો સમ્મ અવસરોચિત સત્યતત્ત્વનો પ્રકાશ! પોતાના પણ લગ્નને નિષ્પાપ કે કર્તવ્ય મનાવવાની ઘેલછા નહિ!

**સાધુપણામાં** —પરમાત્મા બનવા પૂર્વે જ્યારે ગૃહસ્થપણામા ય આવા આવા તો અપરંપાર ગુણો એમનામા હોય છે, ત્યારે સાધુપણામા તો ગુણોનુ પૂછવુ જ શુ? અનુપમ કોટિનો સર્વ ત્યાગ! વિના સહાયે કઠોર સંયમ સાધના! ઘોર અભિગ્રહ–પ્રતિજ્ઞાઓ!

અતિ ઉગ્ર તપસ્યા ! સહર્ષ ઉપસર્ગ–સહન ! ઉપસર્ગ પરિસહોની ફોજ આવ્યે પણ અડોલ સમતા–સમાધિમાં સ્થિરતા ! પોતાની સુકોમલ કાયા પર કારમો કેર ! દેવતાઈ ઘોર ઉપદ્રવોમાં પણ ધરણી ધ્રૂજતી હોય છતાં પ્રભુનું હૃદય મેરુવત્ નિષ્પ્રકંપ ! ! ધરતી ધ્રૂજે એ દેવતાનો જુલમ કેટલો ? કલ્પનામાં તો લાવો. એમાં અપૂર્વ ધૈર્યથી સહર્ષ સહવાનું એ અતિ સુકોમળ કાયામાં પણ કેવી જબરજસ્ત કોટિની સહન જ કર્યે જવાની વૃત્તિ ! ! શ્રી મહાવીર પ્રભુના કાનમાં ગોવાળીઆએ ખીલા ઠોકયા ! શા માટે ભાઈ, પ્રભુએ ઠોકાવવા દીધા ? પ્રભુ તો બાલપણાથી અરે જન્મતાં–વેંત એવા બળવાન હતા કે એમણે માત્ર પોતાના પગના અંગુઠાથી મેરૂને ચલાયમાન કર્યો હતો ! તે અહીં ખીલા ઠોકવા આવતા ગોવાળીયાની કાન પટ્ટી ઝાલે તો શું ગોવાળીઓ રાડેરાડ પાડીને ભાગી ન જાય ? પણ કેમ પોતાના બચાવ નહિ ? કહો કે આત્માની મહા–આંતરદૃષ્ટિ જાગ્રત હતી ! કઠીન કર્મના નાશ, નિજની કાયા પર કારમા કેર સહીને કરવા હતા, તત્ત્વજ્ઞાનનો કેવો સુંદર અમલ ! ! આમાં કયાંય ક્રોધનું નામ–નિશાન નહિ ! 'હું તીર્થંકર, હું મહાબળીયો,' એવું લેશમાત્ર પણ અભિમાન મનમાં ય નહિ ! કેવી અનુપમ ક્ષમા ! અનુપમ નમ્રતા ! એવી જ પ્રભુમાં

હતી અજોડ સરલતા, ને અજોડ નિસ્પૃહતા ! ચારિત્રમા કષ્ટ અને ઉપસર્ગો સામે સહાય માટે સેવક થઈ રહેવા ઈન્દ્ર માગણી કરે, છતા પ્રભુએ ઘમીને ના પાડી અને એકાતે સહવાનુ રાખ્યુ ! એ કેટલો ઉચો સહન વહોરવાનો અને સહિષ્ણુતાનો આદર્શ ! પરમાત્માની પૂર્વ ભૂમિકામા ય જો આટલા ઉચ્ચ ગુણો હોય તો આપણુને પ્રેરણા એવી જ મળે ને ? "મારા પ્રભુએ ય કેટકેટલુ સહ્યુ હતુ, ત્યારે ભગવાન થયા હતા ! તો પછી મારે શું નહિ સહવાનુ ? પ્રભુ તો સશક્ત હતા અને ઇન્દ્રાદિ સેવકોવાળા હતા છતા બળ બહાર ન વાપર્યું, પણ સ્વકર્મ કચરવામા વાપર્યું ! તો પછી મારે પણ એજ કર્તવ્ય હોય " આવી પ્રેરણા કયા મળે ? પરમાત્માને આવા ગુણ–સપન્ન વિચારવામા મળે, પણ પ્રભુને સર્જનહાર કલ્પવાથી ન મળે

પ્રભુના સયમગુણો તો વળી અતિશય ઉચા હતા ઇર્યાસમિતિ વગેરે પાચ સમિતિ અને મન–વચન–કાયાની સૂક્ષ્મમા સૂક્ષ્મ કોટિની ગુપ્તિ, એમા તથા નવ બ્રહ્મચર્યની વાડ અને દશવિધ યતિધર્મના પાલનમા પ્રભુ પૂરે પૂરા સાવધાન હતા ! વર્ષોના સયમમા પણ એક સેકડ વાર દુર્ધ્યાન કે દુર્વિચાર નહિ ! કે શૂન્ય મગજ અથવા સાવદ્ય વિકલ્પ સરખો નહિ ! તો વાણી અને કાયાના સયમનુ તો

છે. સદેહાવસ્થામાં પણ પ્રભુને વિદેહમુક્તિના ગુણોનો વ્યવહાર કરી શકાય એવું જ્વલંત પરમાત્મ સ્વરૂપ એ ધારણ કરનારા હોય છે. તેથી જ મહાકવિઓ પરમાત્માના ગુણો સ્તવતાં પ્રભુને નિરંજન (કર્મલેપ રહિત), નિરાકાર, (રૂપ રહિત), અક્ષર, અજર, અમર, અવ્યાબાધ, અવિનાશી, શુદ્ધાત્મા, ચિદ્દ્ઘન, આનંદઘન, પરમબ્રહ્મ, વગેરે કહે છે. બાકી સદેહાવસ્થામાંય હવે પરમાત્મા અજ, અકલ, અચિન્ત્ય, અવિકાર, નિર્મમ, નિર્વિકલ્પ, નિરીહ, નિર્દોષ, તત્ત્વમૂર્તિ, યોગમૂર્તિ, ધ્યાનમૂર્તિ, ગુણમૂર્તિ, દેવાધિદેવ, પરમેશ્વર, પરમયોગી, પરમઆદિત્ય વગેરે તો છે જ. ઉપરાંત જગતની પ્રત્યે પ્રભુ સર્વવિઘ્નહર, વિશ્વેશ્વર, વિશ્વહિત, સર્વદાતા, સર્વપ્રકાશક, પરમેશ્વર જગનાથ, જગત્રાતા, પરપ્રાણ, પરમધન, પરમશંકર, અનંત-ઉપકારી વગેરે સ્વરૂપવાળા છે.

આ દરેક સ્વરૂપ ગુણનિષ્પન્ન છે, એટલે પરમાત્મા એટલા બધા ગુણોથી સુ–અલંકૃત છે. એવા પૂર્વ ગુણો અને વર્તમાન ગુણોના મહાનિધિ સમા પરમાત્માની પ્રાપ્તિ થવી, પરમાત્માની ઓળખ થવી, અને એવા ખરેખરા પરમાત્મા ઉપર અવિહડ શ્રદ્ધા પ્રીતિ થવી, એ જીવનમાં એક પરમ ભાગ્યોદયનો પ્રસંગ છે, માનવ જીવનની સાચી સફલતાનું એક સાધન છે, ભવો-

ભવના ભ્રમણુ અટકાવવાનો અમોઘ ઉપાય છે. આવા જ ગુણુભર્યા પરમાત્માના આલબનથી આપણી દૃષ્ટિ નિર્મળ બને છે, આપણુને તત્ત્વ–અતત્ત્વનો વિવેક આવે છે, ઉડા તત્ત્વના બોધ મળે છે, પવિત્ર જીવનના ક્રમિક સુયોગ્ય માર્ગ દૃષ્ટિ પથમા ઉતરે છે, એજ પરમાત્માના આદર્શ ગુણોના કારણે જ આપણા આત્માને દોષમુક્ત અને ગુણસપન્ન બનાવવાની પ્રેરણા મળીને એની મુખ્ય તમન્ના રહે છે; તેમજ એમના આધારે જ આપણામા દોષનાશ અને ગુણ–ઉદય કરવાનો ભગીરથ પુરુષાર્થ જાગે છે, અને એ પ્રભુના જ આલબને ગુણના માર્ગમાથી જરા 'પણ ચમકયા વગર ઠેઠ ગુણોની પરાકાષ્ઠા સુધી પહોચવાનુ" બને છે આ થયો પરમાત્માના ગુણોનો અલ્પ વિચાર' હવે એમની શકિત વિચારીએ



## પ્રકરણ ૪.

# પરમાત્મ-શક્તિ.

શ્રી વીતરાગ સર્વજ્ઞ તીર્થંકર પરમાત્માની અનાદિ-સિદ્ધ મહાન શક્તિ બીજા જીવો કરતાં ચઢીયાતી જાત્યરત્ન જેવી વિશિષ્ટ યોગ્યતાની છે, એને **વિશિષ્ટ તથાભવ્યત્વ** કહે છે. એ એકલા તીર્થંકરના જ જીવમાં હોય છે. એથી જ એમના સિવાય બીજાને જો કે મોક્ષમાર્ગની અને મોક્ષની સુલભતા થઈ શકે છે, પરંતુ તીર્થંકર બની તેવા વિશિષ્ટ જગદુદ્ધારક થવાની સુલભતા થઈ શકતી નથી. આનો અર્થ એ નથી કે 'તો પછી આપણે એવા પરમાત્મા એટલે કે જગદુદ્ધારક બનવાની આશા મૂકી દેવાની.' કેમકે એવા તીર્થંકર પરમાત્મા બની શકે એવા પણ અનંત કાળ માટેના અનંતા આત્માઓ હજી સંસારમાં છે. એમાંના આપણે પણ એક કાં ન હોઈએ? એમ તો કહ્યું કે ભવ્ય હોય તેનો જ મોક્ષ થાય; તેથી શું આપણે મોક્ષની આશા મૂકી દઈએ? ના, આપણે પણ કાં ભવ્ય નહિ, એમ માની મોક્ષમાર્ગની આરાધનામાં જ ઉજમાળ રહેવાનું. એવી રીતે અહીં પણ અરિહંત બનાવનારી પૂર્વે કહેલી વીસ-સ્થાનકની

સાધનામા રક્ત રહેવાનુ જ્યારે ભરત અને ઐરવત ક્ષેત્રોમા દસ-દસ કોટાકોટિ સાગરોપમ પ્રમાણ ઉત્પ-સર્પિણી-અવસર્પિણીના ગાળામા માત્ર ચોવીસ ચોવીસ તીર્થંકર ભગવાન થાય છે, ત્યારે તેટલા જ ગાળામા મહાવિદેહ ક્ષેત્રોમા અસખ્યાતા તીર્થંકર દેવો ધર્મ-શાસનની જ્યોત પ્રસરાવી-પ્રસરાવી મોક્ષ પામે છે તો આવી અસખ્ય સખ્યામા જગત-દયાળુ થઈ જગતના તારક તરીકે બનવાનો આપણોય નબર કેમ ન લાગે? લાગવો જ જોઇએ એ વિશ્વાસે વીસ-સ્થાનકાદિની આરાધનામા ઓતપ્રોત થવાનુ છે માત્ર એમા બીજી કોઈ સમવસરણાદિના માન મેળવવાની આશમા નથી રાખવાની આશમા માત્ર એક કર્મ-વશ દુખી જગતને ધર્મ પમાડવાની જ રાખવાની પછી એ વીસ-સ્થાનકની આરાધનામા કદાચ નથી ને અમુક અપેક્ષાએ તેવુ બળ નહિ આવે અને કદાચ તીર્થંકર નહિ બનીયે, તો પણ મોક્ષપદ તો નક્કી મળવાનુ છે ફરીથી એટલુ ખાસ ધ્યાનમા રહે કે આમા માત્ર જગતના જીવોની કારમી દુખમય દશા પર અનુપમ ભાવદયા ઉભરાવવાની છે અને એનુ કલ્યાણ કરવાની તમન્ના કેળવવાની છે, પણ ઇંદ્રવધ, જગત-પૂજ્ય, ગણધરાદિ સેવિત વગેરે બનવાની લેશ માત્ર કામના નથી કરવાની

ચોત્રીસ અતિશયો અને વાણીના પાંત્રીસ અતિશયો આવે છે. ચોત્રીસ અતિશયોમાં ચાર મૂળથી હોય છે, ઓગણીસ દેવના કરેલા થાય છે, અને અગીયાર રાગ-દ્વેષાદિક્ષય થઇ કેવળજ્ઞાન પ્રગટયે તરત જ જન્મે છે.

અહીં આટલું ખાસ ધ્યાનમાં રહે કે પ્રભુની પૂર્વના ત્રીજા ભવે જે પ્રખર **વીસ-સ્થાનકની સાધના** છે, અખિલ વિશ્વને ઉદ્ધરવા સુધીની જે **અનંત કરુણા** છે, તથા જે **સમ્યગ્દર્શનની જવલંત નિર્મળતા** છે, એના પ્રતાપે અનુપમ તીર્થંકર નામકર્મ સાથે અતિ ઉત્તમ યશ-આદેયતા-સોભાગ્ય-શાતા-સુરૂપરસાદિ-શરીર વગેરે યોગ્ય પ્રકૃષ્ટ પુણ્ય કર્મ લઇને આવ્યા પછી એના પ્રભાવથી 'અતિ-શયો' વગેરે વિશિષ્ટ શકિતઓ પ્રાપ્ત થવી યુકિત યુકત છે. કર્મ સિદ્ધાન્તની પૂર્ણ શ્રદ્ધા ન કરનારાઓ આમાં શું કે બીજે શું, કુવિકલ્પો કરે એનો કોઇ અર્થ નથી.

## શ્રી તીર્થંકર દેવના ૩૪ અતિશયો આ પ્રમાણે છે.

### ૪. મૂળ અતિશય.

(૧) અદ્‌ભુત દેહ, (૨) સુગંધિ શ્વાસ, (૩) રુધિર સફેદ અને માંસ સારા વર્ણાદિવાળું, (૪) અદૃશ્ય

આહાર-નિહાર

## ૧૯ દેવકૃત અતિશય.

(૧) દાઢી-મૂછ-માથાના વાળ ન વધવા, (૨) જઘન્યથી ક્રોડ દેવ સાથે, (૩) ચાલતા સ્વર્ણ કમળ, (૪) કાટા ઉધા થાય, (૫) વૃક્ષ-નમન, (૬) પખી પ્રદક્ષિણા દે, (૭) અનુકૂળ પવન, (૮) ઋતુની અનુકૂળતા, (૯) ધર્મચક્ર, (૧૦) રત્નમય ધ્વજ, (૧૧) સમવસરણ ત્રણ ગઢ, (૧૨) દુન્દુભિનાદ, (૧૩) અશોક વૃક્ષ, (૧૪) ત્રણ છત્ર, (૧૫) જલવૃષ્ટિ, (૧૬) પુષ્પ વૃષ્ટિ, (૧૭) રત્ન સિંહાસન, (૧૮) પ્રભુ ચતુર્મુખ, (૧૯) ચામર.

## ૧૧ કર્મક્ષયકૃત અતિશય.

(૧) સવાસો જોજનમા લોકમા રોગ નહિ, (૨) પરસ્પર-વૈર વિરોધ નહિ, (૩) ઉદરવગેરેના ઉપદ્રવ નહિ, (૪) મારી (પ્લેગ, કોલેરા) નહિ, (૫) અતિવૃષ્ટિ (હેલી) નહિ, (૬) અવૃષ્ટિ (વર્ષાનો અભાવ) નહિ, (૭) દુષ્કાળ (ભિક્ષાનો અભાવ) નહિ, (૮) આતર-બળવો કે પર ગજાનુ આક્રમણ નહિ, (૯) પ્રભુના મસ્તક પાછળ ભામડલ, (૧૦) જોજનના સમવસરણમા કોટાકોટિ દેવ-મનુષ્ય-તિર્યંચ સમાય, (૧૧) પ્રભુની વાણી જોજન સુધી સભળાય, ને તે તિર્યંચ-મનુષ્ય-દેવતાની ભાષામા પરિણમે તે પાત્રીસ અતિશય-

કમળ પાછાં માખણના પિંડા જેવા અતિ કોમળ, મહામુલાયમ હોય છે. [ ૪–૬ ] પ્રભુ ચાલે ત્યાં કાંટા ચતા હોય તે ઉંધા થઇ જાય છે; અર્થાત્ અણીયો જમીન તરફ નીચી વળી જાય છે. વળી આજુબાજુના વૃક્ષ પ્રભુને નમી જાણે નમસ્કાર કરતા દેખાય છે. ત્યારે પંખીઓ વળી પ્રભુને પ્રદક્ષિણા દે છે. [ ૭–૮ ] પરમાત્મા વિચરે ત્યાં પવનના ઉપદ્રવ મટીને વાયુની લહેરી અનુકૂળ વહેતી થઇ જાય છે; અને વસંત વગેરે છ એ ઋતુઓને યોગ્ય સારાં પત્ર–ફૂલ–ફળ વગેરે પદાર્થો ખીલી ઉઠે છે. [ ૯–૧૩ ] પરમાત્મા ચાલે ત્યાં ય ધર્મચક્રાદિ પાંચ વિશિષ્ટ વસ્તુઓ સાથે જ અદ્ધર આકાશમાં ચાલે છે. એમાં **ધર્મચક્ર** બહુ તેજસ્વી હોય છે, આરાથી શોભતું હોય છે, અને એને હરણનું જોડલું સેવતું હોય છે. બીજો **રત્નમય ધ્વજ** પણ ઊંચા કંચનમય દંડ ઉપર રત્નની અનેક બીજી નાની ધ્વજાઓથી દીપી રહ્યો હોય છે. વળી પાદપીઠ ( બેઠા પગ મૂકવાનો બાજઠ ) સહિત **સિંહાસન** પણ અદ્ધર સાથે જ ચાલે છે. તેમજ પ્રભુના સાથે એકેકથી મોટા એવા દેદીપ્યમાન **ત્રણ છત્ર** મોતીઓના ઝુમખાથી પરિવરેલા સાથે જ ચાલે છે. વળી પ્રભુને ચાલતાં બે બાજુ યક્ષના હાથમાં **ચામર** વીંજાય છે. [૧૪] પ્રભુ જ્યાં સ્થિર થાય ત્યાં જોજન

જેટલી ભૂમિ પર ધૂળ ન ઉડે એ માટે સુગ ધિત જલનો વરસાદ થઈ જાય છે [૧૫] પ્રભુને દેશના દેવા માટે એક જોજન પ્રમાણ ભૂમિ પર ભવનપતિ જ્યોતિષ અને વૈમાનિક દેવો અનુક્રમે ચાદીનો, સોનાનો, ને રત્નનો એમ ત્રણ કિલ્લા રત્નની કાગરીવાળા એકેકની ઉપર રહે છે [૧૬] એના પર પુષ્પની વૃષ્ટિ થાય છે એ પુષ્પોના ડીંટીયા નીચા હોય છે અને પાખડી ઊચી હોય છે ત્યા ચાલતા-બેસતા તિર્યંચ મનુષ્યોથી એને પરમાત્માના અતિશયના પ્રભાવે કિલામણ નથી થતી, પણ ઉલટુ વિકસ્વરતા અનુભવે છે [૧૭] સમવસરણની મધ્યમા અશોકવૃક્ષ રચાય છે, તે આખા સમવસરણમા આવેલા જીવોને છાયો આપે છે એની સુગ ધિ વળી એવી અદ્ભુત હોય છે કે ભમરા દોડી આવી એની આસપાસ ગુજતા રહે છે [૧૮] પરમાત્માને બેસવા માટે ઝાડ નીચે પૂર્વ દિશા સન્મુખ મુખ્ય રત્ન સિંહાસન સ્થપાય છે, અને બાકીની ત્રણ દિશામા પણ બરાબર પ્રભુના જેવી આકૃતિવાળા પ્રતિબિંબ સિંહાસન પર સ્થપાય છે, જેથી ચારે દિશામા સૌને એમ લાગે કે પ્રભુ અમારી સામે છે આમ પ્રભુની ચતુર્મુખતા થાય છે [૧૯] ત્યા દેવતા ઊંચે દુન્દુભિ-ભેરી વગાડે છે, જેથી ચારે બાજુના પ્રદેશને આ ધર્મનરેશ્વર પરમાત્મા પધાર્યાની ખબર પડે છે,

એક પણ ઉપદ્રવ પ્રભુના આસપાસના ૧૨૫ યોજના-માં હોતો નથી. વળી (૯) પ્રભુને અંતરમાં લોકા-લોકનો પ્રકાશક કેવળજ્ઞાનરૂપી સૂર્ય પ્રગટવાની સાથે બહાર પ્રભુના મસ્તકની પાછળ ઝગમગતા કિરણોના જૂથવાળું એક **ભામંડલ**-તેજનો પુંજ પ્રગટ થાય છે. તેથી સામેથી જોનારને પ્રભુના મુખની ચારે બાજુ દેદીપ્યમાન અને અતિ મનોહર ગોળાકાર પ્રભુને દેખાય છે; (૧૦-૧૧) છેલ્લા બે અતિશય સમવ-સરણમાં કામ કરે છે. એમાં એક દર્શન-શ્રવણાર્થે ગમે તેટલા કરોડો દેવતા તથા મનુષ્ય-તિર્યંચોના મહેરામણ ઉભરાય છતાં એ બધા માત્ર એક જોજન-ના સમવસરણમાં પ્રભુના અચિંત્ય પ્રભાવે સુખે સમાઈ જાય છે! અને બીજો અતિશય એ, કે એ જુદી જુદી જાતના તિર્યંચ પ્રાણીઓ, માનવો અને દેવો પોત-પોતાની ભાષામાં સમજી જાય એ રીતે પ્રભુની વાણી તે તે ભાષામાં પરિણમી જાય છે! દા. ત. આકાશમાંથી પડતું વરસાદનું પાણી એક પ્રકારનું, પણ નીચે જુદી જુદી જાતની જમીન અને જુદા જુદા પ્રકારના બીજને તે તે રૂપે મળી જાય છે.

વાણીની આ એકજ વિશેષતા નથી; જિનની વાણીના પાંત્રીસ અતિશયો છે. તેને વિચારતાં પહેલાં એ ધ્યાનમાં રહે કે ઉપર કહેલા ૩૪ અતિશયોમાં અને

પૂર્વે કહેલ ૧૮ દુષણોમા શાસ્ત્રમા ક્યાક મતાન્તર આવે છે બીજી વસ્તુ એ છે કે પૂર્વે જે બાર ગુણ અરિહતના ગણાવ્યા છે, તેમા આઠ પ્રાતિહાર્યના આઠ ગુણ છે એ આઠમાથી ૭ પ્રાતિહાર્ય દેવકૃત ૧૯ અતિશયોમા, ને કર્મક્ષયકૃત ૧૧ અતિશયમા એક 'ભામંડલ,'–એમ સાત ગણાવ્યા છે એટલે બાકી 'દિવ્ય ધ્વનિ' નામનો પ્રાતિહાર્ય જુદો સમજવાનો છે એમા જેમ કોઈ કોકિલ કઠ જેવુ મધુર ગાનાગ સગીતકારના સુરને વાજિંત્રનો સુર વધુ શોભિતો કરે, તેમ દેવો પ્રભુભક્તિથી પ્રેરાયા મનોહર વાસળીના દિવ્ય ધ્વનિથી પ્રભુની માલકોશ રાગની દેશનાના અતિ મધુર સુરને વળી વધુ અલકૃત કરે છે!

## —: જિનની વાણીના ૩૫ અતિશય :—

**વાણી કેવી કેવી! —**

૧ સસ્કારવતી, ૨ ઉદાત્ત, ૩ ઉપચાર–પરીત, ૪ મેઘ–ગભીર, ૫ પ્રતિનાદયુકત, ૬ દક્ષિણ, ૭ રાગયુકત, ૮ મહાર્થ, ૯ અવ્યાઘાત, ૧૦. શિષ્ટ, ૧૧ અસદેહકર. ૧૨ અન્યોત્તર-રહિત, ૧૩ હૃદયગમ, ૧૪ સાકાક્ષ, ૧૫ ઉચિત, ૧૬ તત્ત્વનિષ્ઠ, ૧૭ અપ્રકીર્ણ–પ્રસૂત, ૧૮ સ્વશ્લાઘા–પરનિંદારહિત, ૧૯ અભિજાત્ય, ૨૦. સ્નિગ્ધ મધુર, ૨૧. પ્રશસ્ય

વચનનો વિરોધ કરે એવું નથી બનતું. ઉલટું વચનો
એક બીજાની પુષ્ટિ કરી વસ્તુતત્ત્વનું સુંદર સમર્થ
પ્રતિપાદન કરનારા હોય છે. વળી એ વાણી [૧૦]
**શિષ્ટ** એટલે કે મહાસજ્જન પુરુષો બોલે એવી શિષ્ટ-
તાવાળી; તેમજ સ્વમાન્ય સિદ્ધાન્તોને અનુસરતા
પદાર્થોને કહેનારી હોય છે; પણ નહિ કે સિદ્ધાન્ત-
વિરુદ્ધ અર્થવાળી અને અશિષ્ટ. વળી વાણી
[૧૧] **'અસંદેહકર'** અર્થાત્ જેમાં શ્રોતાને ક્યાંય શંકા
રહે એવાં વચન જ હોતા નથી. દરેકે દરેક વચન
નિશ્ચિત બોધ કરાવે છે; ટંકશાળી નાણાંની જેમ
વચન સીધા હૃદયમાં જઇને શ્રોતાને જચી જાય છે.
[૧૨] **'અન્યોત્તર રહિત'** એટલે કે પ્રભુના એક પણ
વચન પાછળ કોઈ ઉત્તર, પ્રશ્નોત્તર કરી દૂષણ કાઢી
શકે એવું હોતું નથી. કોઈ પણ વાક્જાળના કે બીજા
દૂષણ=પ્રભુના વચનમાં ઉભા થઇ શકતા નથી. વાણી
[૧૩] **અતિ હૃદયંગમ** એટલે કે હૃદયને સુગ્રાહ્ય
અને ગમી જાય એવી હોય છે. વાણીના વચનો
અરસપરસમાં [૧૪] **સાકાંક્ષ** એટલે કે પદો અને વાક્યો
એક બીજાની સાથે અપેક્ષાવાળા ને સંગતિવાળા હોય
છે; પણ નિરાકાંક્ષ અર્થાત્ કોઈ વચનને બીજા સાથે
કાંઈ જ સંબંધ નહિ પણ છૂટક છવાયા અર્થવાળા-
એવું નથી હોતું. એક પછી બીજું વચન નીકળે તે

પૂર્વપૂર્વની સાથે વ્યવસ્થિત સબધવાળુ, ને સળંગ ધારાબદ્ધ પદાર્થને વર્ણવનારૂ હોય છે વાણીમા [૧૫] **ઔચિત્ય** ભારોભાર ભરેલુ હોય છે એટલે કે શબ્દે શબ્દ પ્રકરણ–પ્રસ્તાવ, અને દેશ-કાળને ઉચિત હોય છે તેથી શ્રોતા ઉપર ગજબની ચમત્કારિક સારી અસર થાય છે તેમ એમા કયા ય કોઇને અનુચિત લાગી મન ખાટુ થવા જેવુ બનતુ જ નથી વાણી [૧૬] **'તત્ત્વનિષ્ઠ'** એટલે જે વસ્તુનુ પ્રતિપાદન કરવુ હોય તેના સ્વરૂપને અનુસરનારી વાણી હોય છે, પણ નહિ કે વસ્તુનુ સ્વરૂપ અમુક હોય, ને પ્રતિપાદન કઈક જુદુ જ કરાતુ હોય વળી વાણી [૧૭] **'અપ્રકીર્ણપ્રસૃત'** હોય છે, અર્થાત્ સુ-સબદ્ધ પદાર્થને કહેનારી હોય છે એમા સબધ વિનાના પદાર્થોનો અધિકાર ચાલતો નથી, તેમ વર્ણનનો અતિ વિસ્તાર એટલે કે ખોટુ- લબાવવાનુ પણ હોતુ નથી વાણી [૧૮] **સ્વશ્લાઘા–પરનિન્દાથી રહિત** હોય છે કયા ય પ્રભુ પોતાની પ્રશસા કરનારૂ વચન નથી બોલતા, તેમજ સામે બેઠેલા શ્રોતાના ગુપ્તમા ગુપ્ત દોષો અને એના ઉપરની જીવોની મફાઈબધ ચાલબાજી પ્રભુ રજે રજ જાણવા છતા કોઇની ય નિન્દાનો એક પણ અક્ષર પ્રભુ નથી ઉચ્ચારતા પ્રભુની વાણી [૧૯] **'અભિજાત્ય'** એટલે ઉત્તમ કોટિની અર્થાત્

વકતાની પોતાની અને વિવેચવાના વિવેચનની ભૂમિ-
કાને અનુસારે વાણી હોય છે. પોતે જગદીશ પરમાત્મા
છે, તો ભૂમિકા બહુ ઊંચી તેથી વાણી પણ તેવી
ઊંચી બોલાય છે. વળી વાણી [૨૦] **સ્નિગ્ધમધુર**
એટલે કે સાકર, શેરડી તો શું પણ દિવ્ય અમૃત
કરતાં ય અતિશય ચઢી જાય એવી સ્નિગ્ધતા અને
માધુર્યવાળી હોય છે. એવી એ મધુર વાણી સતત્
દિવસોના દિવસો સાંભળતાં ય થાક, કંટાળો, નિદ્રા,
ભૂખ, તરસ, ટાઢ, ગરમી વગેરે કોઈ પણ પીડા લેશ-
માત્ર રહેતી નથી. એટલી અનુપમ મધુરતા એમાં
છે. આવી વાણી [૨૧] **પ્રશંસનીય** છે. હોય જ ને?
કેમકે એ સાંભળી જનારા એના અનુપમ ગુણોથી
આકર્ષાઈને બહાર પણ બીજું બધું ભૂલીને એકલી
**એની જ પ્રશંસા** કર્યા કરે છે. લોકમાં ચારે કોર જિન-
વાણીના ગુણગાનના ઘોષ ચાલી રહ્યા છે. વળી એ
વાણી [૨૨] **અમર્મવેધી** અર્થાત્ કોઈ પણ શ્રોતાના
મર્મને ન ખોલનારી હોય છે. નહિતર અનંતજ્ઞાની
પ્રભુની જાણકારી તો બધી જ છે; પણ બીજાની રહસ્ય-
મય વાતોને બહાર ન પ્રકાશવાની પરમ ગંભીરતા
પ્રભુમાં સાગરથી ય અધિક હોય છે. વાણી [૨૩]
'**ઉદાર**' છે અર્થાત્ કહેવાનો વિષય ઉદાર એટલે કે
મહાન અને ગંભીર હોય છે; નહિ કે અલ્પ અને

તુચ્છ તેમજ [૨૪] 'ધર્માર્થપ્રતિબદ્ધ' વાણી ધર્મ અને અર્થ સાથે સબદ્ધ છે વચનનો સારો અર્થ પણ છે, અને વાણી ધર્મ ઉપદેશનારી હોય છે વાણીમા [૨૫] 'કારકાદિનો અવિપર્યાસ' અર્થાત્ વ્યાકરણની દૃષ્ટિએ કર્તા-કર્મ વગેરે છ કારક, એક વચનાદિ વચન, પુલ્લિગ વગેરે લિંગ, વર્તમાન વગેરે કાળ, ઈત્યાદિમા ક્યાય જરા પણ સ્ખલના, ઉલટસુલટ, કે ફેરફાર જેવુ હોતુ નથી [૨૬] 'વિભ્રમાદિવિયુક્ત' વક્તાના મનમા ભ્રાન્તતા, વિક્ષેપ વગેરે કોઈ દોષ નથી હોતા [૨૭] 'ચિત્રકારી'=વાણી શ્રોતાના દિલમા અવિચ્છિન્ન રસ અને આતુરતા જાળવી રાખનારી હોય છે આતુરતા એટલે 'હવે શુ કહેશે, હવે શુ આવશે' એ જિજ્ઞાસા [૨૮] 'અદ્ભુત' હોય છે દુનિયાના બીજા ભલ ભલા વક્તાની વાણી કરતા અતિશય ચઢીયાતી અને ચમત્કારિક વાણી હોય છે તેમ એ [૨૯] 'અનતિવિલમ્બી' હોય છે, એટલે કે અટપટ ઝટપટ બોલાઈ ગયેલી નહિ, તેમ બહુ જ ધીરે ધીરે જાણે અટકી અટકીને વિચાર કરી કરીને વિલબે બોલાતી હોય એવુ પણ નથી. [૩૦] 'અનેક જાતિ વિચિત્ર' વાણીમા વર્ણનીય વસ્તુના સ્વરૂપના વર્ણનો અનેક જાતના આ[illegible] તેથી વાણી દળદાર, હોય છે. વળી [illegible] 'આરોપિત

**વાળી'** હોય છે; એટલે કે પ્રભુના વચને વચનમાં બીજા વચન કરતાં વિશેષતા સ્થપાઈ ગયેલી હોય છે, તેમજ વાણી [૩૨] **'સત્ત્વપ્રધાન'** હોય છે અર્થાત્ પરાક્રમ ભરેલી હોય છે; માંયકાંગલી કાયર કે તામસી નથી હોતી. [૩૩] **'વિવિક્ત'**=વાણીમાં દરેક અક્ષર, દરેક પદ અને દરેક વાક્ય સ્પષ્ટ છૂટો હોય છે; પણ ગરબડીયો નહિ. [૩૪] **'અવિચ્છિન્ન'**=કહેવાના વિષયની યુક્તિ–દ્દષ્ટાન્તાદિથી સારી સિદ્ધિ કરનારી વાણી હોય છે; તેથી એ વચનોની પ્રામાણિકતા સદા માટે હોય છે. [૩૫] **'અખેદ'** અર્થાત્ વાણી પ્રકાશવામાં પ્રભુને જરા ય ખેદ, થાક કે પરિશ્રમ નથી લાગતો. શ્રોતાને એ વાણી થાકયાની નથી લાગતી, કે વિચાર અથવા મહેનત કરી કરીને બોલાતી નથી લાગતી. સહજભાવે એનો એકધારાએ ગંગાપ્રવાહ પ્રભુના મુખમાંથી ચાલ્યો આવે છે.

આવો પાંત્રીસ અતિશયવાળી વાણી વીતરાગ સર્વજ્ઞ શ્રી તીર્થંકરદેવોની જ હોય છે. એના એકેક વચનથી કરોડો શ્રોતાઓના દિલના જુદા જુદા સંશયો એકી સાથે ભેદાઈ જાય છે; અને મહાન તત્ત્વોના નિર્ણય હૈયામાં બેસી જાય છે. ખૂબી તો જુઓ કે એ વાણીના ઉપદેશમાં નાની કીડી કે તેથી ય સૂક્ષ્મ જંતુની પણ દયા કરવાનું મહાશિકારી સિંહ–વાઘ

જેવા પ્રાણીઓ ય આનંદથી સાભળે છે પ્રભુની એક નિકટતાનો જ એવો પ્રતાપ છે કે એ સિંહ હરણીયા સાથે, વાઘ બકરી સાથે, સગા ભાઈબેનની જેમ વેર-વિરોધ વિના બેસે છે તીર્થંકર પરમાત્મા સિવાય બીજે કયા આ બધુ હોઈ શકે?

આમ તીર્થંકરપણાના પુણ્યોદયે અને ઘાતીકર્મના ક્ષયે નીપજતી આ પાંત્રીસ વિશેષતાઓ અને ચોત્રીસ અતિશયો વગેરે અજબ શક્તિઓ શ્રી અરિહંત પ્રભુમા એવી હોય છે કે જેનુ યથાર્થ વર્ણન મુશ્કેલ છે, છતા એનુ ચિંતન, મનન, અને ગુણગાન આત્મામા શુભ અધ્યવસાયોને પોષી મહાન પાપક્ષય કરાવે છે.



તો કેન્દ્રીભૂત બન્યા જ. એમ કે મિથ્યાદૃષ્ટિના સત્ય, દયા, દાન વગેરે હો, તો એમાં પણ મૂળ પરમાત્માની આજ્ઞામાંથી લીધું હોવાથી, પરમાત્મા તો મુખ્યપણે આવે જ. આથી કહ્યું છે કે જગતના બીજા ધર્મોમાં જિનના સદ્ધર્મરૂપી મહાસાગરના બિંદુ ઉડેલા છે. આમ, ધ્યાન કરો, કે વંદન, સંયમ સાધો કે આદર્શ ધરો, એમાં ભગવાન પોતાના આત્માના શુદ્ધિ શુભ ભાવ રૂપ પરિણામનો આધાર છે, ત્યાં જ એ ધ્યાન પરમાત્માનું કર્યું હોય, આદર્શ કે આદેશ પરમાત્માનો ધર્યો હોય તો જ શુભતા આવવાની; અને તો જ શુભભાવપણું બનવાનું. એટલે એ શુભભાવમાં મુખ્ય તો પરમાત્મા જ બન્યા. માટે જ કહો કે પરમાત્માથી શુભભાવ જાગવા દ્વારા પુણ્યોપાર્જન થાય છે; અને પુણ્યોદયથી જગતની પણ સુખ-સગવડ મળે છે. આમ પરમાત્મા મહાઉપકારી છે. પરમાત્મા વિના તો એક ડગ પણ ભરી શકાય એમ નથી. તેથી જ બધું સારૂં પરમાત્મા આપે છે, એમ કહી શકાય. તે પણ માત્ર આટલું નહિ, કિન્તુ આગળ વધીને કર્મક્ષય અને મોક્ષ પણ પરમાત્મા જ આપે છે. આમ પરમાત્માનો આ મહાન ઉપકાર છે કે સુખ એજ આપે. તેમ એ પણ પરમાત્માનો જ ઉપકાર છે કે સર્વ પ્રકારના દુઃખ નિવારે. ઉપર કહ્યું

તેમ દર્શનાદિ દ્વારા પૂર્વપાપનો ક્ષય થાય છે, અને શુભ ભાવ રહેવાથી નવા પાપ આવતા નથી, તેથી દુ ખ નાશ થાય એ સહજ છે

**વર્તમાનમાં ઉપકાર :—**

પરમાત્મા આ રીતે દુ ખનાશ અને સુખદાન કરનારા હોવા ઉપરાત વર્તમાનમા પણ જીવને ઉપકાર કરે છે પૂર્વ પાપના ઉદયરૂપે જીવને કષ્ટ આપત્તિ આવવા છતા જો એ શ્રદ્ધાળુ છે, તો એને પરમાત્માના જીવન અને ઉપદેશમાથી એવુ અલૌકિક બળ મળે છે કે જેથી એને જગા ય દુ ખરૂપતા લાગતી નથી, બલ્કે કર્મભાર ઓછો થવાનો અને આત્મશુદ્ધિ વધતી જવાનો મહાન આન દ અનુભવાય છે આમા ય પોતાની આત્મજાગ્રતિમા મુખ્યપણે મૂળ-ઉત્થાન પરમાત્મા જ છે, તેથી પરમાત્મા આ રીતે પણ દુ ખનાશ અને સુખદાન કરવા દ્વારા ઉપકારક છે

**પાપી પર ઉપકાર :—**

જગતના પાપી અને ધર્મહીન જીવો ઉપર પણ પરમાત્માનો એ રીતે ઉપકાર છે કે એ જગત-દયાળુ ભગવાન જગતને દયા, અહિંસા, સત્ય વગેરેનો ઉપદેશ કરી અનેક જીવોને એવા ધર્માત્મા બનાવે છે કે જે જીવનમા દયા, અહિંસા આદિ પેલા પાપી

તારવણી એ કાઢી કે મોટે ભાગે ફરીયાદ કરનારાઓ ચર્ચ (દેવળ)માં નહિ જનારા છે. અર્થાત્ ઈશ્વરથી અને ધર્મથી પરાઙ્મુખ રહેનારા છે; માટે જ જીવનમાં ક્લેશ અને અશાંતિ ભોગવે છે.

**પરમાત્માનું શું શું ઉપકારક :—**

પરમાત્મા ઉપકારક બનવામાં એમના નામથી માંડીને, ઉપદેશ સુધીની વસ્તુઓ છે. અર્થાત **પરમાત્માનું નામ, પરમાત્માની મૂર્તિ–પ્રતિકૃતિ** (છબી-ચિત્ર), **પરામાત્માનો દેહ, પરમાત્માનું ગુણોભર્યું જીવન, પરમાત્માનો ઉપદેશ અને પરમાત્માનું શાસનદાન–ધર્મદાન, એના દ્વારા. પરમાત્મા તરફથી સુખદાયી ઉપકારના મેઘ દુઃખગ્રસ્ત જગત ઉપર અનંતકાળથી વરસાતા આવ્યા છે.** આ પરમતત્ત્વ ન સમજનાર અજ્ઞાન જીવો કેઈ તો પરમાત્માને જ ઉડાવે છે. અને પરમાત્માનું બધું જ ઉડાવે છે! તો કેટલાક સ્વાલંબનને જ સ્વપુરુષાર્થને જ મુખ્ય કરી પરમાત્માનું આલંબન ઉડાવે છે! ત્યારે કેટલાક વળી એમના ઉપદેશનું આલંબન રાખી નામ–જાપ વગેરેને નકામા ગણે છે! તો કેઇક લોકો પરમાત્માની મૂર્તિ નિરુપયોગી ગણી, પોતાની જાતને પરમાત્માના ભક્ત માનવા છતાં પરમાત્માની જ મૂર્તિ સામે મોર-

ચા માટે છે!! કેવુ કારમુ અજ્ઞાન! કેમ જાણે એમને મન જગત ઉપર પાપના સ્થાનકો અને પાપ ની વાત-વસ્તુઓએ જે જુલમ નથી કર્યો તે પ્રશમ-રસ ઝરતી પ્રભુમૂર્તિ કરે છે!!!

**અરિહંતના નામનો ઉપકાર —**

અરિહંત પ્રભુના નામસ્મરણથી ભવોભવના ભ્રમણ મીટે છે "आस्तामचिन्त्यमहिमा जिन! स स्तवस्ते, नामापि पाति भयतो भवतो जगन्ति। હે પ્રભુ! આપના અચિંત્ય મહિમાવાળા ગુણગાનની તો શી વાત કરવી, આપનુ નામ પણ ત્રણે ય જગતને ભવથી (સંસારથી) બચાવી લે છે" બાકી જગતમા જીવને કર્મવશ રહેવુ પડે ત્યાસુધી પણ પરમાત્માનુ નામ સ્મરણ અપૂર્વ સુખશાંતિ અને પાપક્ષય સાથે પુણ્યની સાથે પુષ્ટિ આપે છે અરિહંત પ્રભુના નામ-સ્મરણથી સમડી રાજકુમારી થઈ, સર્પ ધરણેન્દ્ર થયો, સતી સુરસુન્દરીના ઘોર વિઘ્ન ટળ્યા, આજે પણ ગુંડા ટોળાના ઘાતકી આક્રમણ, વહાણનો ડોલમ ડોલ, અટવી ભ્રમણ વગેરેમાથી અરિહંત પ્રભુના નામસ્મરણે બચાવ્યાના દાખલા બન્યા છે

**અરિહંતની મૂર્તિનો ઉપકાર :—**

ત્યારે પ્રભુની મૂર્તિનુ આલંબન ભવ્ય

કરે છે એ યુક્તિસિદ્ધ અને અનુભવસિદ્ધ વાત છે. જ્યારે કામની પુતળી એવી ઉન્મત્ત સ્રીનું માત્ર ચિત્ર પણ કામ-રાગ અને મોહોન્માદને પ્રેરે છે, તો વીતરાગની પ્રશાંત મૂર્તિ વૈરાગ્ય અને પ્રશાંતતા પ્રેરે એમાં શી નવાઈ? તેમ, વિદેશ ગયેલા પતિના ફોટાને ફૂલહાર વગેરેથી પૂજનારી સતીના દિલમાં પતિ પ્રત્યેનો પૂજ્યભાવ-સદ્ભાવાદિ વધે છે, તો પછી શ્રી અરિહંતની મૂર્તિની પૂજા ખુદ અરિહંત પ્રત્યે પૂજ્યભાવ-બહુમાનાદિ કેમ ન વધારી શકે? શ્રી શત્રુંજય જેવા મહાતીર્થ અને તીર્થ પરના જિનબિંબની પૂજા-ભક્તિથી પૂર્વની જેમ અનેક ભવ્યાત્માઓ આજે પણ આત્માની નિર્મળતા સાધી રહ્યા છે. બાકી તો નાગકેતુએ મૂર્તિની ફૂલપૂજા કરતાં કરતાં કેવળજ્ઞાન મેળવ્યું હતું. દમયંતીએ પૂર્વભવે શ્રી અષ્ટાપદજી ઉપર ચોવીસ પ્રભુની મૂર્તિને રત્નના તિલક ચઢાવ્યાની પૂજા કરી હતી, તો તેના પુણ્ય પ્રભાવે દમયંતીના ભવમાં કપાળે જન્મથી દેદીપ્યમાન કુદરતી તિલક મેળવ્યું હતું. જે અંધારામાં પ્રકાશ આપતું હતું. તેમ પરમાત્માની વિશેષ શ્રદ્ધાભક્તિ પણ એવી મૂર્તિ-પૂજાદિ દ્વારા મેળવી હતી. અનાર્યદેશનો રાજપુત્ર આર્દ્રકુમાર અભયકુમારે મોકલેલી જિનમૂર્તિથી પ્રતિબોધ પામ્યો હતો. શય્યંભવસૂરિજી શ્રુતકેવલી ભગવાન

બ્રાહ્મણપણે યજ્ઞસ્તંભ નીચેથી મળેલી જિનપ્રતિમાથી બોધ પામ્યા હતા. અરિહંત પ્રભુની મૂર્તિ તો, જો દર્શન કરતા આવડે તો, મહાશાંતિ, ધર્મવીર્ય પ્રેરણા, માનસિક શુભભાવના, ને એકાગ્ર ધ્યાનાદિ આપે છે

**દેહદ્વારા પ્રભુનો ઉપકાર** તો પ્રસિદ્ધ છે જન્મથી માંડીને અનેક ભવ્ય જીવોને આનંદ અને વિરાગની પ્રેરણા આપવા ઉપરાંત તીર્થંકર બન્યા પછી તો જગતને દર્શન, વંદન, વાણી શ્રવણ, પૂજન, સ્તવન વગેરેના અનુપમ લાભ આપે છે કેવળજ્ઞાન પામ્યા પછી તરત મોક્ષ નથી પામતા, પણ હજી માનવદેહે આ પૃથ્વી ઉપર વિચરે છે, તો જ એ દેહથી જગત ઉપર અપૂર્વ ઉપકારોનો પુષ્કરાવર્ત મેઘ વરસાવે છે બાકી સંસારી જીવ પ્રભુની ગેરહાજરીમાં જે પ્રભુનું સ્મરણ કરી લાભ મેળવે છે તે પણ પ્રભુના દેહનું જ સ્મરણ કરીને લાભ મેળવે છે એટલે એ દેહ એ રીતે ભવ્ય જીવોને પરમાત્માના સ્મરણ અને ધ્યાનનું આલંબન બની અનંત ઉપકાર કરે છે ખરી રીતે દેહ તો જડ છે, છતાં સાક્ષાત્ પૂજાય છે, અને આમ પણ સ્મરણ ધ્યાનાદિ દ્વારા પૂજાય છે અને ઉપકાર કરે છે, તો મૂર્તિ પણ પૂજવા દ્વારા ઉપકારક થાય એમાં શો સંદેહ?

**પ્રભુના જીવનનો ઉપકાર** —ત્યારે પ્રભુનું

ગુણોભર્યું જીવન જગતને સાધનાના મહાન આદર્શ આપે છે, અને જ્ઞાનદૃષ્ટિવાળા તથા ગુણમય બનવામાં પ્રબળ પ્રેરણા આપે છે. એ રીતે પણ પ્રભુ જગત પર અનંત ઉપકાર કરનારા છે. આમાં પ્રભુના જીવનના વિવિધ પ્રસંગોને પૃથક્કરણ-રહસ્યતારણ કરવાપૂર્વક વિચારવાના. ત્યાં "તીર્થંકર પ્રભુએ સ્વજીવનમાં અવસરે અવસરે આવા આવા ગુણો વિકસાવ્યા હતા, તો હું પણ એ આદર્શ આંખ સામે રાખીને ગુણોનો મારાથી શક્ય વિકાસ સાધું! ઠેઠ સમ્યક્ત્વના ભવથી પ્રભુએ ઉચ્ચ ઉચ્ચ ધર્મસાધનાઓ કરી હતી, તો હું પણ એ કરવા લાગું! ચરમભવમાં તો અવધિજ્ઞાની પ્રભુ તે ભવને અંતે જ નક્કી મોક્ષ જાણવા છતાં એ આંતર શત્રુ સામે ખૂબ ઝઝુમ્યા, કર્મનો સંહાર કરવા એમણે જીવન-સંગ્રામ ખેલ્યા. ઘોર તપ અને ભયંકર પરીસહ-ઉપસર્ગ સહન કર્યા તો હું પણ એવું જ જીવન બનાવું...." વગેરે વગેરે નિર્ધાર કરી ભવી જીવો ભગીરથ પુરુષાર્થી બને છે, તે પ્રભુનો જ ઉપકાર છે. ઉપદેશકો ઉપદેશથી શ્રોતાને જે બૂઝવે છે તેમાં પણ પરમાત્માનું ગુણભર્યું જીવન આગળ કરીને.

**શાસનદાન-ધર્મદાનનો શ્રેષ્ઠ ઉપકાર:—**

ત્યારે પરમાત્માનો શ્રેષ્ઠ સચોટ ઉપકાર ધર્મના

મૂળ ઉપદેશક તરીકેનો અને શાસનદાન તથા ધર્મ-દાન કરવાનો છે જે બીજાઓ ધર્મના ઉપદેશ અને દાન કરે છે તે એમની પછી આ અવસર્પિણીના યુગમા શ્રી ઋષભદેવ પ્રભુએ પહેલ વહેલો શુદ્ધ ધર્મ બતાવ્યો પાછીથી બીજા સાખ્યાદિ ધર્મો નીકળ્યા

ત્યારે હવે શાસનદાન અને ધર્મદાન કરવાનો અરિહ ત પ્રભુનો, જુઓ કે, કેવો ગજબ ઉપકાર ! ! બ્રાહ્મણ ઇન્દ્રભૂતિગૌતમ શ્રી મહાવીર પરમાત્મા પાસે વાદ કરીને જીતવા આવ્યા હતા, પર તુ પ્રભુએ તત્ત્વનો એવો ઉપદેશ કર્યો, કે ઇન્દ્રભૂતિ ઉલટા શરણે આવી ગયા. ત્યા પ્રભુએ મિથ્યાત્વસહિત ગૃહવાસને ઓકાવી, સમ્યક્ત્વ પૂર્વક ચારિત્રધર્મનુ દાન એવુ કર્યું કે એમને અન ત સ સારના કૂવામાથી ઉ ચકયા ! વળી ત્રિપદીનુ શાસન-દાન એવુ કર્યું કે એમને સમગ્ર દ્વાદશાગીના રચનારા અને મોક્ષગામી ગણધર બનાવ્યા ! તેમ એમની પાછળ જગતને પણ ધર્મદાન કરી એમાથી સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકા બનાવ્યા આમ વ્યવસ્થિતસ ઘની સ્થાપના કરવા પૂર્વક તેમાના દરેકને પાળવાના આચાર-વિચાર-મર્યાદાની વ્યવસ્થાનું એવુ સુ દર શાસનદાન કર્યું કે એથી સ ખ્યાબ ધ જીવો, મોક્ષ-માર્ગે ચડયા, અને ઋષભદેવ પ્રભુ થકી તો અસ ખ્યાતા જીવો મોક્ષમાર્ગના આરાધક બન્યા ! એમાથી કેઇ મોક્ષ-

ગામી થયા! અને બીજા મોક્ષની નિકટ બન્યા! ઉપ-
રાંત, પૂર્વે કહ્યું તેમ આ શાસન–સ્વરૂપસાગરના બિંદુઓ
જગત ઉપર ઉડીને જગતમાં સામાજિક–રાજકીય–કૌટું-
બિક–ધંધાદારી વગેરે સંસ્થાઓમાં ન્યાય–નીતિ–દયા
સત્ય વગેરે સદ્‌વ્યવહાર પ્રવર્તાવવા દ્વારા કંઇક પણ
સુખ–શાંતિ વરસાવનારા બન્યા. નહિતર તો આખું ય
જગત નરકાગાર હોત; ત્યારે વિચારો કે શ્રી તીર્થંકર
પ્રભુએ ઉપદેશદાન, ધર્મદાન, શાસનદાન, સદ્‌–વ્યવ-
હારદાન વગેરે કરવાનો કેટલો બધો નિસ્સીમ ઉપકાર
કર્યો છે! ઉપકાર તે આને કહેવો? કે સૃષ્ટિ રચવી,
જગત પર નિયંત્રણ રાખવું, જીવોને જન્મ–મરણ–
ખાનપાન–સુખદુઃખ વગેરે જંજાળ આપવી એ ઉપકાર?

પરમાત્મા લોકના નાથ છે તે લોકને આ ધર્મ-
દેશના, ધર્મ, અને ધર્મ–શાસન તથા સદ્‌વ્યવહારની
પ્રાપ્તિ કરાવવા અને રક્ષણ કરવા દ્વારા. પરમાત્મા
લોકમાં ઉત્તમ છે તે સ્વયં ધર્મ સિદ્ધ કરી પરમપુરુષ
બનવા દ્વારા. પરમાત્મા લોકના હિતરૂપ છે તે એ
ધર્મ અને શાસનને ખીલવનારૂં ધર્માસ્તિકાયાદિ
પંચાસ્તિકાય લોકનું યથાર્થ નિરૂપણ કરવા
દ્વારા. પ્રભુ લોકપ્રદીપ અને લોકપ્રદ્યોતકર છે ભવ્ય
જીવોને એ ધર્મશાસનના પ્રકાશ તથા ગણધર
દેવોને ચોદ્દ પૂર્વનાં મહાપ્રકાશ આપવા દ્વારા. સર્વજ્ઞ

અરિહંત પરમાત્મા સિવાય આવું અપૂર્વ ધર્મદાન અને શાસનદાન કોણ કરી શકે?

મોહાન્ધકાર અને કર્મ-દુખથી વ્યાપ્ત એવા આ જગત ઉપરથી એ કર્મદુખાદિ ટાળવામાં મૂળમાં એક માત્ર શ્રી તીર્થંકર દેવનો જ મહાન ઉપકાર છે કેમકે એ પરમાત્માએ મોહાન્ધકાર અને કર્મદુખ ટાળવા માટે ધર્મ-ઉપદેશથી ભવ્ય જીવોને બૂઝવી સમ્યક્ત્વ ધર્મ, દેશવિરતિધર્મ, સર્વવિરતિ ચારિત્ર ધર્મ, તપોધર્મ, સંલેખનાધર્મ, વગેરે ધર્મ આપે છે પાછું એને બરાબર પાળી અંતિમ ફળે પહોંચવા સચોટ અને વ્યવસ્થિત માર્ગ-દર્શન આપે છે જેમાં સિદ્ધાંત, તત્ત્વ-આચાર-મોક્ષમાર્ગ-સાધના-શુદ્ધિ-અપવાદ-ઉત્ક્રાન્તિ-વિકાસ-યોગ-જ્ઞાન ભક્તિ-ક્રિયા-ધ્યાન વગેરે કેઈ વિશિષ્ટ પદાર્થોના પ્રકાશ, (જેનુ વર્ણન આગળ કરાશે તે) આવે છે તેમજ જીવોને ધર્મમાં દોરવામાં, પહેલાં પોતે સાચા ધર્મનાયક એટલે કે સ્વજીવનમાં અતિ કઠોર ધર્મના આરાધક બની રહે છે એટલું જ નહિ પણ ધર્મ-સાધનામાં જીવો શિથિલ ન પડે એ માટે પરમાત્મા સારથિપણું કરે છે તે જીવોના પડતા સાક્ષાત્ રોકીને અથવા અપ્રમાદના ઉપાય બતાવવા દ્વારા આ ઉપરાંત શ્રી અરિહંત પરમાત્મા ધર્મ સામ્રાજ્ય ઉપર

ચક્રવર્તીપણું ભોગવી ધર્મને ત્રિકાલાબાધ્ય અને અનંતાનંત કાળ માટે એક સરખો સુવિશુદ્ધ તથા અવ્યભિચારી અર્થાત્ સચોટ ફલદાયી બતાવે છે.

**આવા અદ્દભુત ઉપકારના યોગે જ શ્રી તીર્થંકર દેવો**

**(૧) જગતના જીવોને અભયદાતા છે.**

જેમ કોઈ પ્રવાસીને લૂંટારા લૂંટીને આંખે પાટા બાંધી જંગલમાં રખડતો મૂકી દે; ત્યાં (૧) શિકારી પશુઓની ભયંકર ચીસીયારીઓથી પ્રવાસીને ભારે ભય થતો હોય; પાછો (૨) આંખે પાટાથી દેખી શકતો ન હોય, (૩) તેય પોતાનો રસ્તો ભૂલી અટવીમાં ફર્યા કરતો હોય, (૪) વળી ત્યાં કોઇનો આશરો ન હોય, અને (૫) ભૂખ-તરસ વગેરેની ભારે પીડા તથા અશક્તિ હોય;

એવાને જો ત્યાં કોઈ દયાળુ હથિયારબંધ ઘોડેસ્વાર આવી (૧) શસ્ત્રના બારથી નિર્ભય કરે, (૨) આંખના પાટા છોડી નાખે, વળી (૩) માર્ગ બતાવે, પાછો (૪) પોતાનો આશરો આપે, અને (૫) ખાનપાનથી પ્રવાસની શકિત આપે જેથી પ્રવાસી સ્વસ્થાને પહોંચી જાય; તો એ કેવો ઉપકારી ગણાય?

એવી રીતે (૧) મિથ્યાજ્ઞાન કષાયો વિષયો વગેરે

લૂટારાઓથી લૂટાયેલો આ જીવ-મુસાફર પળે પળે દુ ખના ભયથી ફફડતો છે, (૨) તીવ્ર મિથ્યાત્વાદિ કર્મના પાટાથી મોક્ષ તરફ જોવા માટે અ ધ બન્યો છે, (૩) તેથી મોક્ષમાર્ગના બદલે સ સાર વનમા ભટકયા કરે છે, (૪) ત્યા એને કોઈ આશરો નથી, તેમજ (૫) એને ત્યા મોક્ષમાર્ગની મુસાફરી યોગ્ય ખાનપાન કે તાકાત પણ મળતી નથી આવી પાચ દુર્દશાથી સ સારી જીવના હ.લ બેહાલ છે

એને પરમાત્મા (૧) તત્ત્વદર્શન અને આત્માની અન તી શક્તિના ભાનથી દુ ખના ભય મૂકાવે છે, (૨) તીવ્ર મિથ્યાત્વાદિ કર્મના પાટા છોડાવી મોક્ષ તરફની અ ધતા દૂર કરે છે, (૩) મોક્ષમાર્ગનો બોધ આપે છે, (૪) વળી પોતાના આદર્શ જીવન અને ગુણો વગેરેનો આશરો ( આલ બન ) આપે છે, પોતાના નામ-સ્મરણ-ભક્તિ-સમર્પણાદિ દ્વારા શરણ આપે છે, અને છેવટમા (૫) સમ્યકત્વ-સમ્યગ્જ્ઞાન-સમ્યક્ચારિત્રરૂપી ધર્મ સાધનાના ભોજન આપી મોક્ષ તરફ આગેકૂચ કરવાની તાકાત આપે છે તેથી જીવ પોતાના મોક્ષનગરે પહોચી જાય છે, કેવી રીતે?

પરમાત્માએ ભવ્ય જીવને એ સાધના આપવા દ્વારા (૧) જીવને સ સાર સમુદ્રમાના રાગદ્વેષમોહાદિ મોટા

મગરમચ્છો સામે **જીતાડી** એની પકડમાંથી છોડાવે છે; (૨) અજ્ઞાનાદિના જંગી સમુદ્ર **તરાવે** છે, તરી પાર કરાવે છે; (૩) કેવળજ્ઞાનરૂપી અનંત **બોધ** કરાવે છે; અને (૪) અંતે સર્વ કર્મશત્રુથી મૂકાવી **મોક્ષે** પહોંચાડે છે! તો આવા પરમાત્માના કેવા અગણ્ય નિસ્સીમ ઉપકાર!!



## પ્રકરણ ૬ઠું.

# શ્રી અરિહંત પ્રભુએ વિશેષ શું આપ્યું ?

હવે જરા બીજા કહેવાતા પરમાત્મા કરતા તીર્થંકર પરમાત્મા શ્રી વીતરાગ સર્વજ્ઞ અરિહંત ભગવાનનો મુખ્ય ઉપકાર જે વિશિષ્ટ ઉપદેશ કર્યાનો છે, તે ઉપદેશની થોડી વિશેષતાઓ જોઈએ એથી બરાબર સમજાશે કે 'ખરેખર આવા ઉપદેશ કરનાર જ સાચા સર્વજ્ઞ અને વીતરાગ હોય તેથી જ એજ એક માન્ય, પૂજ્ય, અને શ્રદ્ધેય હોઈ શકે તેથી હવે બીજાની મિથ્યા આસ્થાઓ મૂકી એમનુ જ શરણુ લઈએ, એમના જ ફરમાવેલા માર્ગે ચાલીએ'

(૧) સ્યાદ્વાદનો સિદ્ધાન્ત —શ્રી જિનવાણીની પહેલી ખાસીઅત સ્યાદ્વાદ સિદ્ધાન્તની છે સ્યાદ્વાદ કહો કે અનેકાન્તવાદ કહો, એક જ વસ્તુ છે. એ કહે છે કે જગતની પ્રત્યેક વસ્તુ ને પ્રત્યેક ઘટના કોઈ એકાન્ત ધર્મવાળી નહિ પણ અનેકાન્ત ધર્મવાળી છે અર્થાત્ એમા રહેલ ધર્મનો સમોવડીયો–પ્રતિપક્ષી ધર્મ પણ એમા છે એનુ કારણ સ્પષ્ટ [illegible]

કહેવાય નહિ. નહિતર પછી પ્રમાણજ્ઞાનના વિષય તરીકે જેમ ઘડો એટલે ઘડો જ, અઘડો નહિ, એમ મોટો એટલે મોટો જ, નાનો નહિ. પણ ઘડો તો નાનો પણ છે, તેથી મોટા તરીકેનું જ્ઞાન સમગ્રાંશે નથી એટલે એને પ્રમાણજ્ઞાન નહિ કહેવાય. ત્યારે એને **અપ્રમાણ** જ્ઞાન પણ નહિ કહેવાય. કેમકે 'અ-પ્રમાણ' એટલે તો જૂઠું જ્ઞાન. આ કાંઈ જૂઠું જ્ઞાન નથી. ત્યારે પ્રશ્ન થાય કે એ છે શું? જેમ દા. ત. સમુદ્રમાંના એક **ભાગ** માટે પ્રશ્ન પૂછાય કે 'બોલો ભાઈ, આ સમુદ્ર છે કે અસમુદ્ર?' તો શું કહેવાય? જો સમુદ્ર કહો તો એવા તો ત્યાં કેટલાય ભાગો છે, તો શું દરેક ભાગ એ એક સમુદ્ર, એ હિસાબે તેટલી સંખ્યામાં ત્યાં સમુદ્રો સમજવા? ના, સમુદ્ર તો એક જ છે. ત્યારે પછી એ ભાગને શું અસમુદ્ર કહેવો? એમ કહીએ તો બધા ય ભાગો અસમુદ્ર હોવાથી કુલ મળીને પણ સમુદ્ર નહિ બને. દા. ત. સો માણસમાંનો જો દરેકે દરેક હિંદુ નથી, અહિંદુ છે, તો એ સોનો સમૂહ પણ અહિંદુ જ રહેશે. એવી જ રીતે આ અસમુદ્ર પણ નહિ કહેવાય. ત્યારે એ છે શું? કહેવું જોઇએ કે એ '**સમુદ્રૈકદેશ**' (સમુદ્રનો એક દેશ) છે, અને સમગ્ર સમુદ્રથી ભિન્નાભિન્ન છે. એવી રીતે નયજ્ઞાન એ પ્રમાણજ્ઞાન

નથી, અપ્રમાણ પણ નથી પ્રમાણથી જુદુ સ્વતન્ત્ર જ્ઞાન છે

પ્ર૦— સમુદ્રકદેશના દૃષ્ટાન્તથી તો 'ઘડો મોટો છે' એ જ્ઞાનને **'પ્રમાણૈકદેશ'** કહો, જુદુ **'નય-જ્ઞાન'** કેમ કહો છો?

ઉ૦'—ટોકરી અવસરે લગાવી પણ એ સમજો કે સમુદ્રમા તો ભાગો છે, અહી 'ઘડો' એવા પ્રમાણ-જ્ઞાનમા **ભાગો** નથી કે જેથી એક ભાગને પ્રમા-ણૈકદેશ કહી શકીએ મોટાઇ-નાનાઈ એ તો **ઘડાના** અ શ છે, **જ્ઞાનના** નહિ તો પ્રશ્ન છે કે અ શે જણાતા ઘટના જ્ઞાનને શુ કહેવુ ? માટે એને જુદુ 'નયજ્ઞાન' માન્યુ શ્રી અરિહ ત પરમાત્માએ જ આ બતાવ્યુ છે એ એમનો વિશિષ્ટ ઉપકાર છે

નયજ્ઞાન અ શને પકડે છે, માટે એને અપેક્ષા રહે છે તેથી નયવાદને અપેક્ષાવાદ કહેવાય છે વસ્તુમા રહેલા અનેકાનેક સામસામા ધર્મોને ન્યાય આપે છે એ ધર્મો જે જે અપેક્ષાએ છે, તેને તેને **'દૃષ્ટિ'** પણ કહે છે એથી નય જુદી જુદી દૃષ્ટિમા વહેચાઈ જાય છે દા ત દ્રવ્યાર્થિક દૃષ્ટિ–પર્યાયાર્થિક દૃષ્ટિ, અલ કાર **દ્રવ્યાર્થિક** દૃષ્ટિએ નિત્ય છે, કેમકે અલ કારનુ મૂળ દ્રવ્ય સોનુ, એ કાયમ

રહેનારૂં છે; પણ એજ અલંકાર પાછું **પર્યાયાર્થિક** દૃષ્ટિએ અનિત્ય છે, કેમકે એ કડું મટી જાય છે, અને કંઠી રૂપે બને છે. આ નયજ્ઞાનની વિશેષતા છે. એવી રીતે કારણદૃષ્ટિ–કાર્યદૃષ્ટિ, નિશ્ચયદૃષ્ટિ–વ્યવહાર-દૃષ્ટિ–એને જ નય કહી શકાય. એવા બીજા નયો જ્ઞાનનય–ક્રિયાનય; દ્રવ્યનય–ભાવનય; વગેરે યુગલો છે. તેમ, **મૂલ સાત નયો** નૈગમ–સંગ્રહ–વ્યવહાર–ઋજુસૂત્ર–શબ્દ (સાંપ્રત)–સમભિરૂઢ–એવંભૂત,– એ નામે છે. એ દરેક નય વસ્તુનું જુદી જુદી ઢબે દર્શન કરે છે, અને એકેકમાં ય પાછા દર્શનભેદ પડવાથી અનેક પ્રકાર બને છે. પ્રશ્ન કરવામાં આવ્યો 'આપણે ક્યાં રહીએ છીએ?' તો એ વિવિધ નયની દૃષ્ટિએ આ પ્રશ્નના વિવિધ જવાબ મળે છે;–'લોકમાં રહીએ છીએ.' 'મધ્ય લોકમાં રહીએ છીએ.' 'જંબૂદ્વીપમાં રહીએ છીએ' 'ભરતક્ષેત્રમાં....' 'દક્ષિણાર્ધભરતે' 'હિંદુસ્તાનમાં' 'મુંબઈ પ્રાંતમાં' 'મુંબઇ શહેરમાં' 'ઝવેરી બજારમાં' એમ પણ જવાબ મળે છે. 'અમે તો ઉસ્તાદના માળામાં રહીએ છીએ, તમે ક્યાં રહો છો તે ખબર નથી.' એથી પણ આગળ વધીને 'ચોથે મજલે' 'અમુક નંબરની રૂમમાં'....યાવત્ 'હાલમાં તો હું પથારીમાં રહું છું.' અને તત્ત્વદ્રષ્ટા વળી એમ ઉત્તર કરે છે કે 'અવગાહિત આકાશ પ્રદેશમાં રહીએ

છીએ' 'આપણા આપણા આત્મપ્રદેશમા રહીએ છીએ' આટલા બધા ઉત્તર એટલે કે 'રહેવા'ની વસ્તુના જ્ઞાન શાથી? કહેવુ પડે કે વસ્તુમા અનેક અ'શો છે, એની અનેક દૃષ્ટિઓ છે એ એ દૃષ્ટિએ જુદુ જુદુ જ્ઞાન થાય એ સહજ છે એ બધા જ્ઞાન **નયજ્ઞાન** છે, પ્રમાણજ્ઞાન નહિ

આ વિશેષતા સર્વજ્ઞ શ્રી અરિહ ત પરમાત્મા સિવાય કોણે બતાવી છે? જગત જો આજે આ નય-વાદ-અપેક્ષાવાદને અપનાવે તો કેઈ સમસ્યાઓ ઉકલી જાય! ઝગડા ટટા શમી જાય! એકેક કુટુ બમા ઝગડા શાથી? કોઈપણ વસ્તુ કે પ્રસ ગમા તો અનેક અ શ છે પ ગ તુ દરેક જણ પોતાની અપેક્ષાનો, પોતાની દૃષ્ટિનો અ શ જુએ છે, પણ સામાની અગર બીજી દૃષ્ટિનો અ શ નથી જોતો, તેથી ઝગડો ઉભો થાય છે શ્રી અરિહ ત પ્રભુએ આ સર્વતો-મુખી વસ્તુ-દર્શન શિખવી કેવો અદ્‌ભુત ઉપકાર કર્યો!

જૈન ધર્મ એ મૂળભૂત મહાધર્મ છે જૈન દર્શન એ મહાદર્શન છે એમા બધી દૃષ્ટિઓને ન્યાય મળે છે પણ મધ્યસ્થભાવ છોડી એકેક દૃષ્ટિને પકડીને એ ચાએ ચ ચાલી એમાથી જુદા જુદા એકાન્તવાદી અનેક ધર્મ નીકળ્યા, અનેક દર્શનો ગ્યાયા એમણે તો પોતાનાથી સામેવાળાની દૃષ્ટિનો વિરાધ જ કર્યો,

અને પોતાની જ એક દૃષ્ટિને સાચી માની; અને એમાં થતા જ્ઞાનને 'પ્રમાણજ્ઞાન' કહેવા માંડ્યું. નયજ્ઞાનની તો ગંધ સરખી ન રહી. પછી સ્યાદ્‌વાદ-ની ય ગંધ ક્યાંથી પામે?

'સ્યાદ્‌વાદ અને નય' તો વસ્તુ કે પ્રસંગનો સમન્વય સાધી આપે છે. તેમ એ બુદ્ધિમાં પણ બેસે એમ છે. માત્ર મિથ્યાત્વનાં પડળ હટી જવાં જોઇએ. કોઈ કહે છે લાકડી નાની કોઈ કહે છે, મોટી છે. કોણ સાચું, કોણ ખોટું? સ્યાદ્‌વાદ કહે છે બંને સાચા હોઈ શકે. ત્યાં એનામાં અમુક બીજી મોટી લાકડીની અપેક્ષાએ અગર વર્તમાન જરૂરીયાતની અપેક્ષાએ નાનાપણાનો ધર્મ છે, અને અન્ય નાની લાકડીની અપેક્ષાએ કે અમુક આવશ્યકતાની અપેક્ષાએ એનામાં મોટાપણાનો ધર્મ છે. બંને અંશ છે. વ્યવહારમાં બીજે પણ આવું બને છે. દરજીએ સીવેલી ચડ્ડી નાના છોકરાના હિસાબે મોટી પડે છે, અને મોટા છોકરાના હિસાબે નાની પડે છે; તેથી છોકરાનો બાપ દરજીને કહે છે કે આ તો કંઈજ કામની ન રહી; કેમકે એ આમ મોટી છે, ને આમ નાની છે. એક બીજું દૃષ્ટાન્તં જુઓ. આત્મામાં મૂળ સ્વરૂપની અપેક્ષાએ અનંત જ્ઞાન કાયમ છે, કર્મથી આવૃતતાની અપેક્ષાએ એ ઢંકાઈ જઈ, પ્રગટપણે

અજ્ઞાનતા છે અહી જો અન ત જ્ઞાન કાયમ (અવિનષ્ટ) ન માનવામા આવે તો તો તદ્દન નાશ પામેલુ અગર તદ્દન બીનહયાત હોઇ સ્વભાવ તરીકે પછી કદીય અન ત જ્ઞાન પ્રગટી શકે નહિ એમ વળી વર્તમાનમા અજ્ઞાનતા આત્માની જ ન માનવામા આવે તો પ્રશ્ન થાય કે જો એ અજ્ઞાન નથી તો પછી એ આજે કેમ સર્વજ્ઞ તરીકે બધુ જોઈ જાણી શકતો નથી? માટે જ નયવાદથી સર્વજ્ઞતા-અજ્ઞાનતા બ ને ય માનવી જોઇએ બીજા દર્શનવાળાની દૃષ્ટિ એકલા **પ્રમાણ-જ્ઞાન** ઉપર દોડે છે, તેથી એ આત્માને કેવો કહે? જો અલ્પજ્ઞ કહે તો એટલો જ સ્વભાવ સમગ્રપણે થયો પછી કયારે ય સર્વજ્ઞ કયાથી બની શકવાનો? માટે જ નયજ્ઞાન જોઇએ વળી ભલે એ નયવાદ, અપેક્ષાવાદનો વિરોધ કરે છે, પર તુ પાછુ એમને જ પોતાના શાસ્ત્રો અને પદાર્થોમા **અપેક્ષા** લઇને ભિન્ન ભિન્ન ધર્મોના સમન્વય-સમાધાન કરવા પડે છે બૌદ્ધ, વેદાન્ત, ન્યાય વગેરે દર્શનો પર આ સ બ-ધમા વિસ્તૃત વિચાર દાખલા સાથે થઈ શકે એમ છે પણ એ મોટો વિસ્તાર માગે છે, જેને અહીં અવકાશ નથી બાકી વિશાલ નયચક્ર બતાવી શ્રી અરિહ ત પ્રભુએ અનુપમ ઉપકાર કર્યો છે

ભેદ સિદ્ધાન્ત પણ જિનશા .

વિશેષતા છે. વસ્તુ-વસ્તુના ધર્મ, કારણ-કાર્ય, વગેરેને બીજાઓ કાં એકબીજાથી કેવળ ભિન્ન માને છે, અગર કેવળ અભિન્ન માને છે. ત્યારે જિનશાસન ભિન્ના-ભિન્ન માને છે. દા. ત. વેદાન્તી કહે છે બ્રહ્મ (આત્મા) ખુદ જ્ઞાન સ્વરૂપ છે, ત્યારે ન્યાયદર્શની કહે છે કે આત્મામાં જ્ઞાન ગુણ તદ્દન જુદો છે, આમાં વેદાન્તીને એ દોષ આવે કે તો પછી આત્મા 'જ્ઞાની' એટલે કે 'જ્ઞાનવાળો' કેમ કહેવાય? તમારા મતે 'આત્મા જ્ઞાન' એવું ઠરે! નૈયાયિકને મતે 'જ્ઞાનગુણવાળો' બનવા છતાં એ દૂષણ લાગે કે જો જ્ઞાન આત્માથી તદ્દન જુદું છે, પણ આત્મસ્વરૂપ નહિ, તો આત્મામાં આત્માપણું શું? ચેતનપણાનો સ્વભાવ શો? પરંતુ જૈન શાસનને કોઈ દૂષણ નથી આવતું; કેમકે એ આત્માથી ભિન્નાભિન્ન જ્ઞાન માને છે. આ ભેદાભેદથી ચેતન જીવ જ્ઞાનવાળો ય બને છે અને જ્ઞાનસ્વભાવ પણ બને છે. જેમકે, એકલી સુંઠનો પિત્ત દોષ છે, અને એકલા ગોળનો કફ દોષ છે; પણ સુંઠ ગોળના યોગ્ય મિશ્રણથી બનેલ દ્રવ્યમાં નથી રહેતો કફ દોષ, ન પિત્ત દોષ, પણ ઉપરથી વાતાદિ દોષ નિવારી એ ગુણકારક બને છે. એ સૂચવે છે કે એ બે દ્રવ્યોનું માત્ર મિશ્રણ નથી, પણ કોઇ નવું જ દ્રવ્ય બન્યું છે. તેથી બંનેના દોષ ટળીને ઉપરથી ગુણ દેખાય છે.

**૫ ચકારણવાદઃ**-૫ ચકારણવાદમા જિનવચનનો વિજયડંકો છે કોઈ મિથ્યામતિ એકલા ઉપાદાન કારણને પકડી બેઠા, તો કોઈ બૌદ્ધ જેવા તાદાત્મ્ય-તદુત્પત્તિ એ બેજ સબધ માની એકલા નિમિત્તને વળગી રહ્યા ત્યારે કેટલાક નૈયાયિક વગેરે પ્રાગભાવ, અને ઇશ્વર વગેરે અમગત કારણોમા મુઝાઈ પડ્યા જૈન દર્શને ૧ વસ્તુસ્વભાવ, ૨ ભવિતવ્યતા, ૩ કાળ, ૪ કર્મ અને ૫ પુરુષાર્થ એમ પાચ કારણનો સમવાય (કાર્ય બનવા માટે મહમીલન) માન્યો દા ત ચીકણી માટીમાથી જ ઘડો બને પણ રેતીમાથી નહિ, એ માટીનો '**સ્વભાવ**' કારણ માટી પડી છે પણ એમા પાણી પજળવાનો તથા એ ગુદળાવાનો અમુક કાળ થાય ત્યારે જ રીતસર ઘડો બને છે તો એ '**કાળ**' કારણ બન્યો. અમુક અમુક ચોકસ કાળ વિલબે થતા ઋતુના ફળ, ગર્ભનો પરિપાક, ટાઈફોઈડ વગેરે તાવનુ પાકવુ -ઈત્યાદિ 'કાળ'ને આધીન છે હવે કાળથી તૈયાર માટી પણ, કુભારનુ કમાવાનુ 'પુણ્યકર્મ' હોય અને કુભારનો 'પુરુષાર્થ' હોય તો જ ઘડારૂપે થાય છે એમાય ભાગ્ય અને ઉદ્યમ બંને એકરૂપે હયાત છતા ઘડા ઘડામા સહેજ સહેજ ફરક હોય છે, ભઠ્ઠીમાથી પાકીને નીકળે તેમા ય ઘડાને કયાક કાણું કે એવુ ધાબુ, તો બીજાને બીજે

ધાણું, આવા ફરક પડે છે, એમ કેમ? તો કે ત્યાં તેવી તેવી ભવિતવ્યતાને કારણ કહેવું પડે; નહિતર પ્રશ્નનું સમાધાન ન થાય. વીર પ્રભુએ, ગોશાળાને ઓળખવા છતાં તેમ પોતે કશું અનુચિત ન કરાઈ જાય એવા જાગ્રત છતાં, એને તેજોલેશ્યા શિખવી, એ ભવિતવ્યતા. નિમિત્ત કારણો કુંભાર, ચાક, પાણી, દંડાદિ અને ઉપાદાન કારણ માટી પાંચમાં સમાઈ જાય છે, તેથી એને જુદા ન ગણ્યા. દા. ત. માટીનો જ સ્વભાવ છે કે એના લોચાને ગોળાકાર આપીને ઘડો કરી શકાય. એમ સ્વભાવના ઘરમાં માટી સમાશે. માટીનો જ સ્વભાવ ઘડો બનાવવાનો છે. ત્યારે એ પણ છે કે કુંભારનો પ્રયત્ન, એ પુરુષાર્થમાં ગણાશે. તેમ પુણ્યકર્મ હોય તો એને એ બધી સામગ્રી ચક્ર, દંડ, વગેરે મળી શકે; પાછું ઘડાનો માલિક થવાનું પુણ્ય હશે તો ઘડો બનશે, નહિતર ઘડો બનાવતાં વચમાં જ કોઈ રોગાદિ ઉપદ્રવમાં એ સપડાઇ જશે. આમ કર્મ (ભાગ્ય) આગળ આવ્યું; અને એના પેટામાં બીજી સામગ્રી રહી. આવી રીતે પંચકારણ-વાદની વિશેષતા થઈ.

**કર્મસિદ્ધાન્ત :—**

જેને બીજા અદૃષ્ટ કહે છે, ભાગ્ય કહે છે, એવા કર્મનો સિદ્ધાન્ત (Theory) તો જૈનોનો જ. શ્રી

જિનેશ્વરદેવે અસાધારણ કોટિની કર્મની મહા–સૂક્ષ્મતા અને મહાવિસ્તાર વર્ણવ્યો છે કર્મના પ્રકૃતિ–સ્થિતિ રસ–પ્રદેશ બંધ, તેવા જ ઉદય–ઉદીરણા–સંક્રમણ–ઉદ્વર્તનાદિ–નિદ્ધત્તિ–નિકાચના, સત્તા, ઉપશમના, ને ક્ષપણા, પ્રકૃત્યાદિમાં મૂળભેદ–ઉત્તરભેદ, ઘાતી–અઘાતી, પુણ્ય-પાપ, પરાવર્તમાન-અપરાવર્તમાન, ધ્રુવબંધી ધ્રુવ-ઉદયી, પુદ્ગલવિપાકી, જીવવિપાકી, વગેરે અનેકાનેક વિષયો એમાં આવે છે કર્મ સિદ્ધાન્તની આવી જટિલ યાન્ત્રિકતાને (મશીનરીને) સમજાવનારા શાસ્ત્રો જૈન ધર્મમાં જ છે એ શાસ્ત્રોનો અભ્યાસ કરનારને એ સમજાય એવું છે કે સર્વજ્ઞ વિના કર્મની આવી સૂક્ષ્મ મશીનરી બીજો કોઈ જાતે પ્રત્યક્ષ પણ ન કરી શકે, અને મૂલત ઉપદેશી પણ ન શકે એનું કારણ એ છે કે આત્મા પર જન્મોજન્મના લાગેલા અનંતા કર્મસ્કંધો એટલા બધા સૂક્ષ્મ છે કે એમાં શી પ્રક્રિયા બંધાતી વખતે ચાલી હોય છે, સંક્રમણ–સ્થિતિહ્રાસ–સ્થિતિવૃદ્ધિ વખતે ચાલી હોય છે, રસ-હ્રાસ–રસવૃદ્ધિ વખતે અને નિદ્ધત્તિ–નિકાચના–ઉદીરણા વગેરેમાં ચાલી રહી હોય છે, એ ચર્મચક્ષુથી અદૃશ્ય અને તર્ક કલ્પનાથી અચિંત્ય છે માટે જ મૂળ જોનાર–કહેનાર તરીકે સર્વજ્ઞ ભગવાન જ જોઈએ એટલે એ શાસ્ત્રોને મૂળમાં કહેનાર અરિહંત પ્રભુ

સર્વજ્ઞ પુરવાર થાય છે. ત્યારે, એમણે કેવો સુંદર કર્મવાદ કહ્યો! એવો કે જેમાં જીવનમાં આકસ્મિક જેવી બનતી અનેકાનેક વિચિત્ર ઘટનાઓનાં સમાધાન મળે છે; એટલું જ નહિ પણ સમસ્ત વિશ્વનું સંચાલન કેવી રીતે ચાલી રહ્યું છે, એનું સચોટ અને સુજ્ઞેય સ્પષ્ટીકરણ મળે છે. જે લોકો વિશ્વકર્તા અને વિશ્વસંચાલક તરીકે ઈશ્વરને માને છે, એમને ય જ્યાં ઠેર ઠેર અટકી જવું પડે છે; ત્યાં સમાધાન કર્મવાદથી જ સુંદર સુયુક્તિક અને સચોટ થાય છે. દા. ત.

'ઇશ્વર કર્તા' માનનારને પ્રશ્નોઃ—

(૧) સર્વશકિતમાન ઈશ્વરના રાજ્યમાં સ્વપ્રયત્ન, બીજ, ધરણી વગેરે સમાન છતાં પાકમાં નાના-મોટા દાણા કેમ પાકયા ?

(૨) જગતદયાળુ ઇશ્વરના સામ્રાજ્યમાં અજ્ઞાન ગુનેગારને કેમ દયાથી માફી અને વાત્સલ્ય નહિ ?

(૩) સર્વજ્ઞ અને સર્વહિતકામી જગત્કર્તા ઈશ્વરની હાજરીમાં જીવો કેમ જ નવા ગુના કરી શકે ? સમજુ અને હિતૈષી માતા પુત્રને ગુનો કરતાં જ અટકાવે છે, તો ઇશ્વર તો સર્વશકિતમાન હોવાથી કેમ પહેલેથી ન અટકાવે ?

(૪) દયાળુ ઇશ્વર પાપની સામગ્રી કેમ આપે છે ?

(૫) ઇશ્વરે સૃષ્ટિ સર્જી તો અમુક વખતે જ કેમ સર્જી, અને

(૬) સૃષ્ટિની પ્રારંભમાં જ જીવોને ઉંચા-નીચા સ્થાન કેમ આપ્યા ?

આ બધી સમસ્યાઓનો ઉકેલ કર્મવાદમાં જ મળી શકે છે તેથી જ જગત્કર્તૃત્વ ઈશ્વરનુ ખોટુ છે, કર્મનુ સાચુ છે અર્થાત્ ખરેખરી રીતે કર્મ એ જગત્કર્તા છે, પણ નહિ કે ઇશ્વર ઉકેલ આ મુજબ છે

**ઈશ્વર પર પ્રશ્નોના ખુલાસા —**

(૧) પાકમા નાના મોટા દાણા થાય છે ત્યા દરેક દાણો એ કોઇને કોઈ જીવનુ શરીર છે, અર્થાત્ દાણા એ જુદા જુદા જીવે ધારણ કરેલા શરીર છે એમના દરેકના કર્મ જુદા છે, તેથી શરીર નાના-મોટા વગેરે જુદી જુદી સ્થિતિવાળા બને છે

(૨) વીતરાગ પરમાત્મા જગતદયાળુ છે, તે નિષ્પક્ષપાતપણે હિતનો માર્ગ બતાવનાર તરીકે અને પોતાનુ અનંત સુખદાયી અચિંત્ય શકિતવાળુ જે સ્વરૂપ તેનુ આલંબન આપનાર તરીકે દયાળુ છે તેથી એમને બીજી દયા કરવાની નથી તેમ એ વીતરાગ છે. તેથી એમને શિક્ષા કરવાનીય નથી, અને ઇનામ પણ

આપવાનું નથી. તેમ એ કૃતકૃત્ય છે, તેથી બીજાના ય સંસારની ખટપટમાં એમને પડવાનું નથી. ઇશ્વરની દરમિયાનગીરી ન હોય, છતાં અજ્ઞાનવશ ગુનો કરનાર જીવને ગુનાના પ્રમાણમાં સર્જાયેલા કર્મ જે ફળ-ભોગ આપે છે, એને કોણ અન્યથા કરી શકે? દા. ત. માતા સજા કરવા ન જાય તો ય તોફાન કરતાં પડનાર બાળકને વાગવાની સજા થાય જ છે.

(૩) જીવ નવા ગુના કરે છે તેમાં એક કારણ એનો નવો અસત્ પુરુષાર્થ (યોગનું વીર્ય) છે; અને બીજું કારણ એવા સંયોગ સ્થિતિમાં મૂકનારા એનાં પૂર્વના કર્મ છે. તેથી જ જગત્કર્તા ઇશ્વર નપુંસક ઠરે છે. અને વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા એવા અસત્પુરુષાર્થથી બચાવી લેવા જીવોને સદ્ધર્મ અને તત્ત્વો ઉપદેશી મહાન ઉપકાર કરે છે.

(૪) કર્મવાદમાં કોઇ અમૂક કાળ પહેલાં કશું જ નહોતું અને પછી એકાએક સૃષ્ટિ બની, એવું નથી; પણ અનાદિ કાળથી કર્મની સાથે બીજાં બીજાં કારણો હોવાને લીધે, અમુક દૃષ્ટિએ નિયત અને અમુક દૃષ્ટિએ ચિત્ર વિચિત્ર જગત ચાલ્યું આવે છે. અર્થાત્ જીવો તેવા તેવા પૂર્વકર્મના હિસાબે અહીં જન્મતા પૃથ્વી, પાણી, તેજ, વાયુ,

વનસ્પતિ કીડા, ઢોર મનુષ્ય વગેરેના શરીર બનાવે છે અને કર્મના હિસાબે સામગ્રી સસ્કારો અનુભવતા નવા કર્મ ઉપાર્જે છે, તેથી પાછા નવા જન્મ પામે છે આમા પૂર્વ પૂર્વનુ વિચારવા જતા જીવમા અનાદિનો કર્મસબધ યુકિતયુકત ઠરે છે તેથી જ જગત પણ અનાદિસિદ્ધ ઠરે છે

આમ કર્મવાદથી જગતનુ સચાલન સમજાતા સાથે સ્વજીવનમા પણ સુખદુખ, માન-અપમાન, યશ-અપયશ વગેરે અનેકાનેક બાબતોના સમાધાન મળે છે એવા કર્મવાદમા દરેક કર્મ કેવી કેવી રીતે બંધાય, ભોગનાય વગેરે ઝીણવટથી કહેનાર શ્રી અરિહત પરમાત્માનો કેટલો અગાધ અપરપાર ઉપકાર!! કોટિકોટિ નમન હો એ ત્રિલોકનાથ સૂર્યને!

**ચૌદ ગુણસ્થાનક આત્મઉત્ક્રાન્તિક્રમ —**

આનો વિશિષ્ટ સિદ્ધાન્ત પણ શ્રી સર્વજ્ઞ જિનેશ્વરદેવના ઘરમા જ છે ઉત્ક્રાન્તિ એટલે ઊચી ઊચી ભૂમિકાએ ચઢવુ તે શ્રી જિનેન્દ્રના શાસનમા ઉત્ક્રાન્તિના ચૌદ ગુણસ્થાનક છે એમા વિશ્વભરના લગભગ સઘળા જીવો પહેલે 'મિથ્યાત્વ' ગુણસ્થાનકે છે એમા જેનુ મિથ્યાત્વ મદ પડ્યુ છે, જે ચરમાવર્તકાળમા આવ્યો છે, અને આત્મામા અમુક

શુદ્ધિકારક મોક્ષરુચિ, ભવદ્વેષ, પાપભય, અપુનર્બંધકતા, વગેરે ગુણો જેને પ્રગટ થયા છે, તેના એ ગુણોની અપેક્ષાએ મિથ્યાત્વ અવસ્થાને પણ 'ગુણસ્થાનક' કહેવાય છે. એ પછી આગળ ચોકસ પ્રકારના શમ–સંવેગાદિ, સમ્યક્ત્વ–દેશવિરતિ. આદિ ગુણોથી આત્મામાં અમુક અમુક જાતની વિશુદ્ધિ આવતી જાય છે, તેમ તેમ ઉપર ઉપરના ગુણસ્થાનકે આત્મા ચઢતો જાય છે, ત્યાં સુધી કે અંતે ચૌદમા ગુણસ્થાનકની પરાકાષ્ઠાએ પહોંચીને જીવ મોક્ષ પામે છે. આત્મામાં મિથ્યાત્વ વગેરે અમુક જાતના ચોકસ દોષો છે. ( એનું વર્ણન નીચે છે. ) એથી સમયે સમયે આત્મા કર્મથી બંધાય છે. એ દોષોની ઓછાશ થતા થતા ઊંચા ઊંચા ગુણસ્થાનક પામી શકાય છે. જે અવસ્થામાં મિથ્યાત્વ દોષ ઉદયમાં નથી, પણ અનંતાનુબંધી કષાય ઉદયમાં છે, ત્યાં **'સાસ્વાદન'** નામનું બીજું ગુણસ્થાનક હોય છે. મિથ્યાત્વ સાથે જ્યાં અનંતાનુબંધી નામના પહેલા અતિ ઉગ્ર કષાયનો ઉદય પણ ટળે છે, અને છતાં તત્ત્વ ઉપર હજી આકર્ષણ નથી જાગ્યું, તેમ એના પ્રત્યે અરુચિ ય નથી, ત્યાં ત્રીજું **'મિશ્ર ગુણસ્થાનક'** છે. સર્વજ્ઞોક્ત તત્ત્વરુચિ જાગતાં **'સમ્યક્ત્વ'** નામનું ચોથું ગુણ૦ પમાય છે. એમાં ય વળી બીજા નંબરના ઉગ્ર કોટિના અપ્રત્યાખ્યાનીય

કષાયનો ઉદય ટળે છે ત્યારે શ્રાવકના બાર પૈકીના વ્રત લેતા પાચમુ 'દેશવિરતિ' ગુણસ્થાનક આવે છે, ત્યારે મધ્યમ પ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદય ટળી સર્વવિરતિભાવ પ્રાપ્ત થતા છઠુ **'પ્રમત્ત'** (સયત) નામનુ ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે હજી પ્રમાદ હોવાથી 'પ્રમત્ત' કહેવાય છે પછી પ્રમાદ ટળતા **'અપ્રમત્ત'** નામનુ ૭મુ એમ દોષો ટળતા, ને ગુણજન્ય આત્મશુદ્ધિ તથા ધ્યાનધારા વધતા ઉપર ઉપરના ૮-૯-૧૦મા ગુણસ્થાનક 'અપૂર્વકરણ'-'અનિવૃત્તિ'-'સૂક્ષ્મસપરાય' નામે પ્રાપ્ત થાય છે. દશમા ગુણસ્થાનકના અતે કષાયનો તદ્દન અનુદય થાય છે, ત્યારે આત્મા વીતરાગ બને છે. એ જો કષાયને તદ્દન શાત કરીને હોય તો ૧૧મે **'ઉપશાંત મોહ'** કહેવાય છે, અને તદ્દન નાશ કરીને હોય, તો ૧૨મે 'ક્ષીણ-મોહ' વીતરાગ કહેવાય છે બારમા ગુણ૦ ને અતે સર્વથા અજ્ઞાનાદિ ટળી, ૧૩મા ગુણસ્થાનકના પહેલા સમયે આત્મા **સર્વજ્ઞ કેવળજ્ઞાની** 'સયોગી કેવળી' બને છે ત્યા હજી વચન-કાયાની અને ક્વચિત દ્રવ્યમનની પ્રવૃત્તિરુપ યોગ છે, તેથી **'સયોગી'** કહેવાય છે. સમાપ્તિ અને મોક્ષગ
પાચ હ્રસ્વે સમય પૂર્વે એ,
વચન-કા ,સૂક્ષ્મ યોગનો નિ

શૈલેશ (મેરૂ) જેવા બનેલ આત્માને ૧૪મું '**અયોગી
કેવળી**' ગુણસ્થાનક લાધે છે. ત્યાં અંતે સર્વ અઘાતી
કર્મનો ક્ષય થઈ તરત જ પરમપદ-મોક્ષની અવસ્થા
પ્રગટે છે; જે હવે શાશ્વતકાળ માટે ટકે છે. આ
ગુણસ્થાનકો અંગે પણ મહાવિસ્તૃત સૂક્ષ્મતાભર્યો
અને અનેક અવાન્તર વિષયોથી ભરચક વિચાર સર્વ-
જ્ઞના શાસ્ત્રોમાં કરવામાં આવ્યો છે; અને એમજ
ઉત્ક્રાન્તિની નિસરણીએ ચઢતાં ચઢતાં ઠેઠ મોક્ષ અવ-
સ્થાએ પહોંચી શકાય છે.

**વિશિષ્ટ કોટિનો બંધહેતુનો સિદ્ધાન્તઃ**-સંસારી
આત્મા અનાદિકાળથી **કર્મના બંધનથી** બંધાયેલો
છે; તેથી જ એ અનાદિકાળથી સંસાર અર્થાત્ સંસ-
રણ કરી રહ્યો છે; ભિન્ન ભિન્ન યોનિઓમાં ભ્રમણ
કરી રહ્યો છે. આ **કર્મબંધન** ચોક્સ પ્રકારના
હેતુઓથી ચોક્સ રૂપમાં થાય છે. એ હેતુઓ મુખ્ય-
પણે મિથ્યાત્વ-અવિરતિ-કષાય અને યોગ એમ
ચાર પ્રકારે અથવા એમાં '**પ્રમાદ**' ભળીને પાંચ
પ્રકારે છે. **મિથ્યાત્વ**=અતત્ત્વને તત્ત્વ માનવું તે.
**અવિરતિ**=હિંસાદિ પાપો પ્રતિજ્ઞાપૂર્વક બંધ ન કરવા
તે. **કષાય**=ક્રોધ - માન-માયા-લોભ - હાસ્ય-શોક....
વગેરે. **યોગ**=મન-વચન-કાયાની પ્રવૃત્તિ. આમાં
પહેલો હેતુ જે મિથ્યાત્વ, એના અનાભોગિકાદિ પાંચ,

લૌકિકાદિ છ,-એવા ખાસ ખાસ પ્રકારો છે, અને એથી ચોકસ પ્રકારના કર્મનો બધ અવશ્ય થાય છે એ વસ્તુ તથા એનો વિસ્તૃત વિચાર શ્રી સર્વજ્ઞ પરમાત્માના શાસનમા જ વર્ણવાયો છે બીજાને તો મિથ્યાત્વના પ્રકારો અને એના સ્વરૂપની તથા એથી કેવી કેવી જુદી પરિસ્થિતિમા એટલે કે પૃથ્વીકાયાદિ એકેન્દ્રિય જીવો, દ્વીન્દ્રિયાદિ જીવો અને પચેન્દ્રિય જીવોના ચાર પ્રકારોમા કેવા કેવા કર્મના પ્રકારો બધાય છે એની કશી ખબર નથી ત્યારે બીજો અવિરતિ નામનો હેતુ અને એના પ્રતિપક્ષી તરીકેનો ગુણ જે 'વિરતિ' એ પણ તત્ત્વ શ્રી સર્વજ્ઞ ભગવાનની દૃષ્ટિમા જ છે

વિશિષ્ટ વિરતિવાદ —

બીજાઓ તો કહેશે કે પાપકાર્ય સેવીએ તો પાપ લાગે, તો અશુભ ભાગ્ય ઉપાર્જાય, ન સેવીએ તો કાંઈ નહિ ત્યારે જૈન શાસન કહે છે કે ભલે પાપકાર્ય સેવો નહિ, છતા જ્યાસુધી એના ત્યાગની પ્રતિજ્ઞા અર્થાત્ વિરતિ લઇ અનાદિ કાળથી ચાલી આવતી પાપ-કાર્ય સાથેની આત્માની આતરિક છેડાગાંઠ (અ-વિરતિ) ન ત્યજાય, ત્યાસુધી પણ અશુભ કર્મ આત્મા પર બધાવાનુ બને છે આમા યુક્તિ અને કારણ પણ છે પાપ ન સેવવા છતા, તેમ સેવવાનુ સારૂ ય ન લાગવા છતા, જો મનમા કયારેક

પણ એ **પાપ સેવવાની અપેક્ષા છે,** તો તેથી તો પાપ-ત્યાગની પ્રતિજ્ઞામાં ન આવતાં છૂટા રહેવું ગમે છે. તેથી એ ભાવી પાપ-કાર્યની અપેક્ષા ઉપર કર્મબંધનો થાય એ સહેતુક છે. અથવા અજ્ઞાનતાના કારણે જ જો એ પ્રતિજ્ઞા નથી, તો એ પણ જીવની નબળાઇ છે, અને એથીય ધરખમ કર્મના બંધન આત્મા પર લદાય છે. આ સિદ્ધાન્ત અવિરતિ-વિરતિવાદનો છે. દા. ત. જિંદગીમાં તમે દારૂ પીધો નથી, તેમ પીવાનું પસંદ પણ નથી કરતા; છતાં જો 'જિંદગીભર દારુનો સર્વથા ત્યાગ' એવી પ્રતિજ્ઞા કરવાનું કહેવામાં આવે, તો કેમ પાછા હઠો છો? મનને એમ થાય છે ને કે 'દારૂ પીવો તો નથી, પણ કદાચ ક્યારેક દવા તરીકે પીવાનો પ્રસંગ આવે તો શું થાય? તેથી પ્રતિજ્ઞા તો ન કરવી;'-આવું થાય છે ને? તો એટલી પણ ક્યારેક પાપ કરવાની દિલમાં જે અપેક્ષા રહી એ પણ અવિરતિ નામનું બંધ-સ્થાનક છે! એવા અનેકાનેક પાપના અને પાપસાધનોના હિસાબે ઘોર અવિરતિ નામનો દોષ આત્મામાં ઉભો રહ્યાથી થોકબંધ કર્મબંધ થાય છે. માટે જ એ ટાળવા વિરતિ નામનો ગુણ અતિ જરૂરી છે. અહીં એક ખૂબી એ છે કે કોઇએ અવિરતિ ટાળવા હિંસાદિ પાપ-ત્યાગની પ્રતિજ્ઞા લીધી. પણ હજી એનામાં જો મિથ્યાત્વ ઉભું

છે તો ખરી રીતે એ અવિરતિવાળો જ છે, વિરતિનુ ગુણસ્થાનક એને નથી મળ્યું એવું જ ક્રોધાદિ કષાયો અંગે સમજવુ કષાયોનો ત્યાગ પણ મિથ્યાત્વ જવા ઉપર અને અવિરતિ જવા ઉપર છે નહિતર તો બહારથી તેવા કષાયો હોવાનું ન દેખાતુ હોય, બહારથી તો ક્ષમ દિ ગુણ જણાતા હોય, છતા ય વસ્તુત અંતર્ગત એ છારથી ભારેલા અગ્નિ જેવા કષાયોવાળો જ છે શ્રી સર્વજ્ઞ પ્રભુના વચનથી જ આ બધુ જાણી શકાય છે અરિહંત પ્રભુએ જો આ વિરતિમાર્ગ ન બતાવ્યો હોત તો જીવ કેવો કોગટીયા કર્મથી બધાયો રહેત? ગૃહસ્થનો દેશવિરતિ ધર્મ અને સાધુનો સર્વ વિરતિ ધર્મ બતાવીને જ ઉપરના ગુણસ્થાનકોએ યાવત્ મોક્ષે ચઢાવવાનો અનંત ઉપકાર એક માત્ર સર્વજ્ઞ શ્રી અરિહંત પરમાત્માએ જ કર્યો છે

૫ અસ્તિકાય અને ષડ્દ્રવ્ય –સર્વજ્ઞ પરમાત્મા શ્રી તીર્થંકરદેવો કહે છે કે જગત એટલે ગુણપર્યાય વાળા છ દ્રવ્યોનો સમૂહ છે, અને જગતનુ સંચલન (Working) એટલે તે દ્રવ્યોની પલટાતી અવસ્થાઓ છે, પલટાતા પર્યાયો છે છ દ્રવ્યોમા જીવ, પુદ્ગલ, આકાશ, ધર્મ, અધર્મ, કાળ આવે છે એમા કાળ સિવાયના પાચ દ્રવ્યોને અસ્તિકાય કહેવાય છે, કેમકે એમા અસ્તિનો કાય છે, અર્થાત્ પ્રદેશનો

સમૂહ છે. ત્યારે કાળ તો ગમે ત્યારે એક સૂક્ષ્મ સમય રૂપ જ મોજુદ મળશે; વધારે નહિ. પંચાસ્તિકાય પૈકી આકાશના લોક અને અલોક બે ભાગ છે. તેમાં લોકાકાશ જે અસંખ્ય યોજનોપ્રમાણ છે, માત્ર એમાં જ બીજાં દ્રવ્યો રહે છે. અલોકાકાશમાં કાંઈ જ નથી. એ માત્ર ખાલી જગાસ્વરૂપ છે, અને પ્રમાણમાં અનંત છે. એકનયે કાલ સિવાયના પાંચ અસ્તિકાય જ દ્રવ્ય છે.

**ઉત્પાદવ્યયધ્રૌવ્યનો સિદ્ધાન્ત**:—ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યયુક્ત હોય તે જ સત્ કહેવાય; આ જૈનદર્શન જ કહે છે. સત્નું આ લક્ષણ જ સાચું છે. કેમકે દ્રવ્યં દ્રવ્યપણે કાયમ રહીને ભિન્ન ભિન્ન પર્યાયો (અવસ્થાઓ) રૂપે ઉત્પન્ન થાય છે, ને નાશ પામે છે; પૂર્વ પર્યાયરૂપે નાશ પામી તે જ વખતે નવીન પર્યાયરૂપે ઉત્પન્ન થાય છે. પર્યાયો દ્રવ્યથી કાંઈ એકાન્તે જુદી વસ્તુ નથી; પણ પૂર્વે કહ્યું તેમ ભિન્નાભિન્ન છે. એમાં અભિન્નતાની અપેક્ષાએ દ્રવ્ય એ પર્યાયરૂપ કહેવાય; તેથી પર્યાયની ઉત્પત્તિએ દ્રવ્યની ઉત્પત્તિ, અને પર્યાયના નાશે દ્રવ્યનો નાશ કહેવાય. આમ દરેકે દરેક દ્રવ્યમાં સમયે સમયે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એક સાથે રહે છે. છેવટે દરેક દ્રવ્યનો સમય પર્યાય તો પલટાયા જ કરે છે; એ હિસાબે

ધ્રુવ દ્રવ્યના દોરા પર સમયે સમયે ઉત્પાદ-વ્યયના મણકા છે જ આ જે ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યયુક્તને સત કહેવાય છે, તેથી જ એ સાચુ છે કે સતનો અત્યંત નાશ નથી થતો તેમ અત્યંત અસતની કદી ઉત્પત્તિ નથી થતી મુખ્ય ધ્રુવ વસ્તુ ઉપર જ ઉત્પાદ વ્યય ગોઠવાય છે નૈયાયિક વગેરે બીજાઓ પણ એક બાજુ સતનો અત્યંત નાશ નહિ, અત્યંત અસતની ઉત્પત્તિ નહિ, આ સિદ્ધાન્ત માનવા છતા, બીજી બાજુ એકમા જ એકી સાથે ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યની વ્યવસ્થા માનતા નથી, તેથી એમનો સિદ્ધાન્ત પોકળ ઠરે છે, એટલે જ એમના દ્રવ્યો અને એમના તત્ત્વો પણ વાસ્તવિક નહિ પણ માત્ર કાલ્પનિક ઠરે છે ઉત્પત્તિ-વિનાશ-ધ્રુવતાની મહાસત્તા ઠેઠ પરમાણુથી માડી મોટા મેરૂ તથા લોકાકાશ તો શુ, પણ સમસ્ત અલોક પર પણ વ્યાપેલી છે એનુ સાર્વત્રિક ભાન માનવીના મદ, શોક, મમત્વ, દીનતા, રાગ-દ્વેષ વગેરેને ઓગાળી નાખે એમ છે પંચાસ્તિકાયના અનંત પર્યાયો છે એ દ્રવ્ય-પર્યાયોની વિચારણા અને ધ્યાન ઠેઠ સર્વોચ્ચ શુક્લધ્યાન સુધી લઈ જઈ કેવળજ્ઞાન-સર્વજ્ઞતાએ પહોચાડવા સમર્થ બને છે આ પ્રકાશનાર દાતાર શ્રી સર્વજ્ઞ અરિહંત પરમાત્માનો કેવો અને કેટલો બધો અનંત ઉપકાર !!! વિચારો કે જો પરમાત્મા આ આ

અનંત પર્યાયોના બતાવનારને બદલે બનાવનાર હોત તો જગતને દુઃખના પર્યાયોની કેવી મહાન ભયંકરતા બક્ષનાર ગણાત?

**સાત તત્ત્વઃ**—પરમાત્માએ શ્રેષ્ઠ એવા મોક્ષ-પુરુષાર્થની દૃષ્ટિએ જ્ઞેય-હેય-ઉપાદેય એમ ત્રણ પ્રકારના તત્ત્વ કહ્યા છે. એમાં જ્ઞેય તત્ત્વનું માત્ર જ્ઞાન કરવાનું; અર્થાત્ એના જ્ઞાનથી રાગ-દ્વેષ ન થવા દેતાં એ જ્ઞાનને હેય તત્ત્વ તજવામાં અને ઉપાદેય તત્ત્વ આદરવામાં ઉપયોગી બનાવવાનું છે. અહીં જ્ઞેયમાં 'જીવ' અને 'અજીવ' એમ બે તત્ત્વ છે. હેયમાં 'આસ્રવ' અને 'બંધ' નામના બે તત્ત્વ તથા ઉપાદેયમાં 'સંવર' 'નિર્જરા' અને 'મોક્ષ' એમ ત્રણ તત્ત્વ છે. આ રીતે કુલ સાત તત્ત્વ થાય છે. આમાં પુણ્ય અને પાપને 'બંધ'માં સમાવેશ ન કરતાં, જુદા ગણવામાં આવે તો 'નવ તત્ત્વ' પણ કહેવાય છે. **બંધ**=આત્માનું કર્મથી બંધાવું તે. **આસ્રવ**=કર્મ-બંધના કારણો. **સંવર**=કર્મબંધ અટકાવવાના ઉપાય. **નિર્જરા**=કર્મનો ઘસારો. **મોક્ષ**=સર્વ કર્મનો ક્ષય થઇ સંસાર ટળવા પૂર્વક આત્માને થતી શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ. આ તત્ત્વજ્ઞાનને એ પરમદયાલુ શ્રી અરિહંત પરમાત્માએજ આપેલું છે, અને એ જ સાચું છે. એમાં સમસ્ત શાસ્ત્રજ્ઞાન સમાઈ જાય છે- હવે અહીં

પૂર્વે નયવાદ કહ્યો છતા સાત નયના નામ માત્ર આ-
પેલા હતા તેનુ સ્પષ્ટીકરણ જરૂરી છે.

**સપ્ત નયઃ**—નય=વસ્તુ સ્વરૂપને ઓળખવા ને ભિન્ન
ભિન્નરૂપે જાણવા માટેની દૃષ્ટિ મુખ્ય દૃષ્ટિબિંદુ સાત છે -
નૈગમ, સગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, સાપ્રત (શબ્દ), સમ-
ભિરૂઢ, અને એવભૂત આમા નૈગમદૃષ્ટિ અનેકાનેક
પ્રકારે વસ્તુના સામાન્ય સ્વરૂપને અને વિશેષ સ્વરૂપને
જુએ છે, તો સગ્રહદૃષ્ટિ માત્ર સામાન્યને, અને
વ્યવહારદૃષ્ટિ માત્ર વિશેષને જ મુખ્ય માને છે ઋજુ-
સૂત્ર વળી ઉપયોગીને માનનાર હોવાથી પોતાની જ અને
વર્તમાન જ સ્થિતિ જુએ છે ત્યારે સાપ્રત (શબ્દ)
દૃષ્ટિ વસ્તુના નામ પર જાય છે, અને નામના પુલ્લિગ-
સ્ત્રીલિંગ, એકવચન-દ્વિવચન વગેરેના ભેદે વસ્તુ
ભિન્ન માને છે એથી ય સૂક્ષ્મ એવો સમભિરૂઢ નય
તો કહે છે કે નામની વ્યુત્પત્તિવાળો અર્થ જે
વસ્તુમા ઘટે, તે જ વસ્તુ તે નામવાળી છે દા ત.
દેવોનો સ્વામી તે જ ઇન્દ્ર છે પરતુ કાઈ મનુષ્યનુ
નામ ઈન્દ્ર પાડયું હોય, તો તે કાંઇ સાચું નથી
સૌથી સૂક્ષ્મનય એવંભૂતની દૃષ્ટિ એવી છે કે વ્યુત્પ-
ત્તિઅર્થ પણ વસ્તુમા જે વખતે ઘટતો હોય અર્થાત
મોજુદ હોય તે જ વખતે તે નામવાળી તે વસ્તુ છે.
એમ માનવું એટલે કોર્ટ બધ થતા ન્યાયની ખુરસી

પરથી નીચે ઉતરી ગયેલો અમલદાર ન્યાયાધીશ નથી. આ સાતનયની વિચારણામાં વસ્તુનો વિશાલ, સર્વતોગ્રાહી અને અનેક મતને ન્યાય આપનારો બોધ મળે છે. સર્વજ્ઞ પરમાત્મા સિવાય આ કોણ બતાવી શકે ?

**સપ્તભંગ :**— ભંગ એટલે પ્રકાર. સ્યાદ્‌વાદ શૈલીથી વસ્તુના દરેક ધર્મ અંગેની જિજ્ઞાસાના સાત પ્રકારે પ્રશ્ન ઉઠી શકે છે. દા. ત. ઘડાનું અસ્તિત્વ, કે ઘડાનું નિત્યત્વ, એ ધર્મ છે. અસ્તિત્વ લઈએ તો પ્રશ્ન થાય કે (૧) શું ઘડામાં અસ્તિત્વ છે ? (૨) નાસ્તિત્વ છે ? (૩) ઉભય છે ? (૪) ઉભય એકી સાથે શું અવકતવ્ય છે ? (૫) અસ્તિત્વ અને સાથે અવકતવ્યત્વ છે ? (૬) નાસ્તિત્વ અને સાથે અવકતવ્યત્વ છે ? (૭) અસ્તિત્વ, નાસ્તિત્વ, અને સાથે અવક્તવ્યત્વ છે ? આ સાતેના ય જવાબ હકારાત્મક છે; જેમકે (૧) ઘડો પોતાના ઉપાદાન દ્રવ્યની અપેક્ષાએ 'અસ્તિ' છે, પોતાના ક્ષેત્ર કે સ્થાનની અપેક્ષાએ 'અસ્તિ' છે, પણ (૨) પારકા દ્રવ્ય-ક્ષેત્રની અપેક્ષાએ 'અસ્તિ' નથી. કાળી માટીનો ઘડો કાળી માટીનો જ ગણાશે, નહિ કે લાલ માટીનો. એમ મુંબઈનો ઘડો મુંબઈનો જ કહેવાશે, પણ દિલ્હીનો નહિ. (૩) પાછા એ અસ્તિત્વ અને ન-અસ્તિત્વ, ઉભય એક જ વસ્તુમાં રહે છે. છતાં (૪) બંનેનું

કથન ક્રમશ થઈ શકશે, એકી સાથે કથન નહિ થઇ શકે એક સાથે 'અસ્તિ' 'નાસ્તિ' બ નેને કોઈ એક શબ્દથી જણાવી નહિ શકાય માટે જ તે યુગપત્ (એક સાથે) અવકતવ્ય છે અસ્તિ–નાસ્તિ એમ ભેગુ કરીને બોલીએ તો પણ અસ્તિશબ્દના ઉચ્ચારણ પછી જ નાસ્તિ શબ્દનુ ઉચ્ચારણ છે આવી રીતે આગળ વધતા (૫–૭) અપેક્ષાએ ઘડો 'અસ્તિ' પણ છે અને 'અવકતવ્ય' પણ છે ઇત્યાદિ સમજવુ વસ્તુના કોઈ એક ગુણધર્મને માટે સાત જ જિજ્ઞાસા ઉઠે છે, સાત જ પ્રશ્ન થાય છે, તેથી સાત સમાધાનરૂપે સપ્તભ ગી બને છે આવી સપ્તભ ગીઓ દ્વારા, વસ્તુના અનેક ધર્મોના સ્યાદ્વાદ જાણી શકાય છે, ને પ્રરૂપી શકાય છે સપ્તનય–સપ્તભ ગીનુ વિજ્ઞાન બતાવનાનો ઉપકાર શ્રી અરિહ ત પરમાત્માનો છે

નિક્ષેપ —નિક્ષેપ=વિભાગીકરણ વસ્તુ માત્રને ઓછામા ઓછા, નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ–એ ચાર વિભાગમા વહેચી શકાય છે દા ત રાજાને ચારમા વહેચાય, નામથી રાજા નામરાજા, આકૃતિમા રાજા સ્થાપનારાજા, રાજાની પૂર્વ–પશ્ચાદ્ ભૂમિકા એ દ્રવ્યરાજા, અને રાજાની વ્યાખ્યા બરાબર ઘટે એ ભાવરાજા આમા નામરાજા તરીકે કોઈ રાજા નામનો છોકરો, એ માત્ર નામથી રાજા છે. ત્યા ભલે નામથી

હો, છતાં એને 'રાજા' કહેવામાં અસત્ય ભાષણ નથી; સત્ય ભાષણ છે. વસ્તુને તે રૂપે કહે તે સત્ય ભાષણ; તો નામ પણ વસ્તુનું સ્વરૂપ છે, એમ માનવું જ જોઇએ. એટલે જ એ પણ એક રાજા વસ્તુ જ છે. એમ રાજાના ફોટાને પણ રાજા જ કહેવાય છે, એટલું જ નહિ પણ બજાર વચ્ચે રાજાના ફોટાને કોઈ તિરસ્કારમાં બાળે-કરે તો એને ખુદ રાજાનો તિરસ્કાર કરનારો ગણી સજા થાય છે. આમ ફોટો, ચિત્ર, આકૃતિ પણ રાજા છે,–સ્થાપના રાજા છે. વળી સવારીમાં કે દરબારે સિંહાસન પર બેઠેલો, ચામરે વીંજાતો, મંત્રી આદિના પરિવારવાળો એ ભાવરાજા છે. એનામાં રાજા શબ્દનો બરાબર ભાવ (અર્થ) છે. ત્યારે એનો એ રાજા સવારી કે સિંહાસનેથી ઉતર્યો પછી દ્રવ્યરાજા છે; એ ભાવરાજાનું ઉપાદાનદ્રવ્ય છે; મુખ્ય કારણ છે. એમ જિન (તીર્થંકર)ના પણ ચાર નિક્ષેપા–નામ જિન, સ્થાપના જિન, દ્રવ્ય જિન, ભાવ જિન. વળી કેટલાક પદાર્થમાં તો ચારથી વધારે પણ વિભાગ (નિક્ષેપો) પડી શકે છે. જેમકે, સંયોગમાં નામસંયોગાદિ આ ચાર ઉપરાંત ક્ષેત્રસંયોગ, કાળસંયોગ,....એમ પણ વધારે નિક્ષેપા છે. તેથી જ કહેવાય છે કે મુંબઇમાં ખેતી માટે સંયોગ નથી અર્થાત્ ક્ષેત્રસંયોગ નથી. એમ ચોમાસામાં કેરી માટે

સયોગ નથી, અર્થાત્ કાળસયોગ નથી તેમજ દેવપણામા ચારિત્ર માટે સયોગ નથી એટલે કે ભવ-સયોગ નથી નિક્ષેપાના જ્ઞાનથી પદાર્થનો ઉંડો અભ્યાસ અને વિવેક થઈ શકે છે આ બતાવનાર અરિહત નાથનો કેવો મહાન ઉપકાર!

**અનુયોગ અનુયોગ દ્વાર** — અનુયોગ=પદાર્થનુ વ્યાખ્યાન અનુયોગ દ્વાર=વ્યાખ્યાન કરવાના રસ્તા વ્યાખ્યાનરૂપી નગરમા પેસવાના દરવાજા. અનુયોગ ચાર પ્રકારે છે-દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, **ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ.** શ્રી સર્વજ્ઞ પરમાત્માનુ સકલ વાઙ્મય (સાહિત્ય) આ ચાર અનુયોગમા વહેચાયેલુ છે એમા દ્રવ્યાનુયોગ એટલે ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય સબંધી નિરૂપણ. એમા બધુ તાત્ત્વિક વિવેચન આવે છે. એનો વિચાર અતિવિસ્તૃત અને સૂક્ષ્મતાભર્યો છે, તથા અનુત્તરવાસી દેવો ગીત નૃત્યાદિને બદલે દ્રવ્યાનુયોગાદિ તત્ત્વના ચિંતનમા મસ્ત રહી અસંખ્ય વર્ષો વીતાવે છે એ શુકલધ્યાન માટે ખાસ ઉપયોગી છે એટલુ જ નહિ પણ દ્રવ્યાનુયોગના ચિંતનમા માણસ એવો લયલીન બને છે કે જ્યાથી દોષો અને વિકારો દૂર ભાગી જાય છે, દુખ અને ચિંતા ભૂલાઈ જાય છે, નવા પાપ અને કુવાસનાઓના બધનથી બચી જવાય છે

**ચરણકરણાનુયોગમાં** ઉત્તમ પ્રવ્રજ્યા માર્ગ, સર્વ ચારિત્ર દેશચારિત્ર અને એના ઉત્તર ગુણોનો માર્ગ, ભૂલોના પ્રાયશ્ચિત્તોનો ને વિસ્તાર, ઉત્સર્ગ-અપવાદનો વગેરે ઘણો વિસ્તાર આવે છે. ગણિતાનુયોગ, ધર્મકથાનુયોગનો અર્થ સમજાય એવો છે.

કોઈ પણ અનુયોગમાં પેસવા માટે ઉપક્રમ નિક્ષેપ, અનુગમ અને નય એ ચાર દ્વાર છે. ઉપક્રમ=ઉપોદ્ઘાત; અનુગમ=સૂત્ર અને એના વિવેચનરૂપ નિર્યુક્તિ સાથે અર્થનો સંબંધ જોડી આપવો તે. નિક્ષેપ અને નયના અર્થ ઉપર કહેવાઈ ગયા છે. આ ચારે ય દ્વારા વ્યવસ્થિત સુંદર અનુયોગ પામી શકાય છે.

**પ્રકરણો :**—પ્રકરણ=જુદા જુદા વિષય. સર્વજ્ઞ શ્રી જિનેશ્વરદેવની વાણીએ વિશિષ્ટ કોટિના અનેક પ્રકરણો પર એવા વિશાળ અને સૂક્ષ્મ પ્રકાશ પાથર્યા છે; કે (૧) વર્તમાન કેટલીક પ્રયોગથી ઉપજાવાતી વૈજ્ઞાનિક શોધો પણ જેને અનુકૂળ ઉતરે છે; આધુનિક સાબિતિ રૂપ થતી આવે છે; તેમજ (૨) વર્તમાન ભૌગોલિક કે ખગોળ સંબંધી કે બીજી માન્યતાની ખામીઓનો જે બરાબર રદીયો પણ આપે છે; તથા (૩) જગતમાં દુર્લભ એવા પદાર્થ-વિજ્ઞાનના દાન કરે છે. દા. ત.

(૧) જૈન આગમમાં આવે છે કે જલની વાયુ

યોનિ હોય છે તો આજના વિજ્ઞાને પણ શોધી કાઢ્યુ છે કે $H_2O$ હાઇડ્રોજન વાયુ બે ભાગ અને ઓક્સીજનવાયુ એક ભાગ ભેગા થવાથી પાણી બને છે એમ (૨) જિનાગમ કહે છે કે શબ્દ પુદ્ગલ છે, વિજ્ઞાન શબ્દની રેકર્ડ પર અમર લે છે ન્યાયશાસ્ત્ર શબ્દને ગુણ માને છે શબ્દ એ ગુણ નહિ પણ ખુદ પુદ્ગલ દ્રવ્ય હોય તો જ બીજા દ્રવ્ય પર અસર કરી શકે એવી રીતે (૩) જિનાગમ કહે છે કે દરેક પુદ્ગલમાથી તેવા તેવા છાયા પુદ્ગલો નીકળે છે, ત્યારે વિજ્ઞાને ફોટો લેવાનુ શોધ્યુ, એ આ છાયા પુદ્ગલોની સાબિતિ રૂપજ છે એમ (૪) વનસ્પતિમા જીવ છે એ જે વસ્તુ જિનવાણી અસખ્ય અનત કાળથી કહેતી આવી છે એ વર્તમાનમા જગદીશચદ્ર બોઝે પ્રયોગથી સાબિત કર્યું અહી એક પ્રશ્ન એ થાય કે

પ્ર૦ —તો પછી જિનાગમે વસ્તુ કહેવા સાથે એની આધુનિક જેવી સાબિતઓ અને એના કાર્ય કેમ ન બતાવ્યા ?

ઉ૦ —પણ એનો ઉત્તર એ છે કે એમ કરવામા જીવોની હિંસા થાય આરભ-સમારભ થાય, તથા જગતનો જડનો મોહ વધી જાય, માટે એ ન બતાવ્યા

(૭) આધુનિક વિજ્ઞાનમા ઉભી થતી ખામીઓ

પણ જિનાગમના પ્રતિપાદનોમાં ઉભી નથી થતી. દા. ત. વિજ્ઞાને પૃથ્વીને ગોળ માની, તો પ્રશ્ન એ થાય કે (૧) નીચેના અર્ધ ગોળા પર લોકવ્યવહાર કેવી રીતે હોય? (૨) તથા અમુક ગોળાર્ધ નીચેનો, ને અમુક ઉંચેનો,-એ વ્યવસ્થા શી રીતે નક્કી થાય? કેમકે ગુરુત્વાકર્ષણના નિયમથી બધે જ પૃથ્વી પગ નીચે છે, અને આકાશ મસ્તક પર રહે છે. એ આખા ગોળા પર સર્વત્ર સરખું છે, પછી નીચે ઉંચેનો ભેદ શી રીતે? જૈનમતે તો પૃથ્વી સપાટ હોવાથી આ આપત્તિ જ નથી. વળી 'સૂર્ય સ્થિર અને પૃથ્વી ફરતી'ના નવા વિજ્ઞાનને પ્રશ્ન છે કે (૩) પૃથ્વી પોતાની ધરી ઉપર પણ ફરતી રહીને સૂર્યને પણ પ્રદક્ષિણા દેતી ફરે એ કેમ બને? બે સ્વરૂપમાં સતત્ ફરવાનું ન બને. ભમરડો પણ પટકાવાના વેગના હિસાબે જરાક આગળ વધી પછી એક જ સ્થાને સ્થિર થઇ ખીલી પર ફર્યા કરે છે. વળી (૪) સૂર્યની પૂર્વ કે પશ્ચિમમાં ફરે ત્યારે તો સૂર્ય-કિરણો ક્રમશઃ પૃથ્વીના ભાગો પર રેખાંશ પ્રમાણે આવ્યા કરે. પરંતુ સૂર્યને પ્રદક્ષિણા દેતાં ખૂણામાં કે ઉત્તર-દક્ષિણે પૃથ્વી આવે ત્યાં ધરી પર ફરતી પૃથ્વીને સૂર્યકિરણો કેવી દિશાથી મળે? ને કેવી રીતે વ્યાપી રહે? તેમ (૫) સૂર્યોદય-સૂર્યાસ્ત સમયે

સૂર્ય લાલ કેમ દેખાય છે? જૈનદર્શન તો શિખવે છે કે સૂર્ય મેરુની આસપાસ ફરે છે, એમા ઉદય-અસ્ત સમયે લાલ નિષધ પર્વતના છેડા પર એ હોય છે, તે વખતે એ પર્વત પર પડેલા કિરણોથી ઉઠતા લાલ પ્રતિપ્રકાશ (Reflection) ની વચમાથી આપણુને સૂર્યદર્શન થાય છે, તેથી સૂર્ય લાલ જણાય છે. (૬) આજના વિજ્ઞાનમા પુદ્ગલ (Matter) થી જુદી આત્મા જેવી વસ્તુ નથી, તો પછી એને તો પૂર્વ જન્મ પણ ન હોય, તો વર્તમાનમા ય જે કોકને પૂર્વ જન્મનુ સ્મરણ થાય છે, અને તે પ્રત્યક્ષ મળતુ આવે છે એ કેમ બની શકે? જૈન શાસન તો આત્મવાદી હોવાથી આનુ સમર્થક છે

(૩) ત્યારે જગતમા દુર્લભ એવા જે પદાર્થોના પ્રકાશ શ્રી જિનેશ્વરદેવોએ પાથર્યા છે, તેમાંના કેટલાક પૂર્વે સિદ્ધાન્તના તથા પદાર્થના વિભાગમા દર્શાવ્યા છે એમા જ અવાન્તર વિષયોમા જીવો સબધી વિસ્તૃત વિચાર, પુદ્ગલમા ઔદારિક-વૈક્રિય-આહારક-તેજસ-ભાષા-શ્વાસોશ્વાસ - મન-કાર્મણ વર્ગણાઓ, કર્મબધના સૂક્ષ્માતિસૂક્ષ્મ વિવિધ કારણોનો વિચાર, સમસ્ત લોક-સસ્થાનનો વિચાર, વિશિષ્ટ-મન્ત્ર-તન્ત્ર વગેરેનો વિચાર તેમજ આગળ ઉપર કહેવાશે તે યોગ-ધ્યાન-જ્ઞાન-તપ-વિરતિ વગેરેનો વિચાર, એ

શ્રેષ્ઠ પ્રશસ્ત અને પૂજ્યપદે રહેનાર તે પરમેષ્ઠી કહેવાય. પ્રથમ પરમેષ્ઠી શ્રી અરહંત પરમાત્મા પોતે છે. એમના અરહંત, અરિહંત, અરુહંત એમ સરખા જેવાં નામ છે. બીજાં પણ જિનેન્દ્ર, પારગત, ત્રિકાલવિદ્, સાર્વ, તીર્થંકર, વગેરે નામો છે. અરહંત એટલે અષ્ટ મહાપ્રાતિહાર્યાદિની પૂજાને યોગ્ય. અરિહંત એટલે આંતર શત્રુને હણનારા. અરુહંત એટલે જેમનામાં સંસારબીજ એવા બળી ગયા છે કે જે હવે કદી ઉગવાના નથી. પ્રાકૃત વ્યાકરણના નિયમ મુજબ અરિહંત અને અરુહંત શબ્દ અરહંત શબ્દને સમાન હોવાથી એનો અરહંત જેવો પણ અર્થ થાય છે. આ અરિહંત પરમાત્માનું વર્ણન ઠીક ઠીક થઈ ગયું છે. જેના સાર રૂપે એમ કહેવાય કે એમના આત્મામાં અનાદિની વિશિષ્ટ યોગ્યતા પડેલી છે; સમ્યકત્વ પામ્યા પછી વીસસ્થાનકની આરાધનાના બળે તીર્થંકરપણાનું વિશિષ્ટ પુણ્ય ઉપાર્જી ત્રીજે ભવે તીર્થંકરનો લોકોત્તર દેહ પામે છે. ત્યાં એ જન્મથી જ અવધિજ્ઞાનવાળા હોય છે, ને ઇંદ્રો અને દેવોથી પૂજાય છે. વળી એ ચોત્રીશ અતિશય અને વાણીના પાંત્રીસ અતિશયોથી અલંકૃત હોય છે. ઉત્સર્ગનો વિશિષ્ટ ચારિત્ર માર્ગ આરાધે છે. આંતરશત્રુ રાગાદિનો નાશ કરી સર્વજ્ઞ તીર્થંકરદેવ બને છે; અને ધર્મશાસનને સ્થાપી-

પ્રચારી અ તે મોક્ષમા જાય છે

## ૨. બીજા પરમેષ્ઠી શ્રી સિદ્ધ પરમાત્મા:-

બીજા પરમેષ્ઠી પદે શ્રી સિદ્ધ ભગવાન વિરાજે છે જીવના મુખ્ય બે પ્રકાર-સસારી અને મુક્ત પૈકી, મુકત જીવો એ સિદ્ધ પરમાત્મા છે પરમાત્મા એટલે શ્રેષ્ઠ યાને સર્વથા શુદ્ધ આત્મા એમના બીજા નામ મુક્ત, પારગત, અકલક, અમર, અજ, અનગ, પરમજ્યોતિ, સદાશિવ વગેરે છે એ આઠે પ્રકારના કર્મના મળથી રહિત થઈ તદ્દન નિર્મળ અને નિરુપાધિક બન્યા હોવાથી એમને સહસિદ્ધ અનતજ્ઞાનાદિ આઠ ગુણ હવે પ્રગટપણે સિદ્ધ બનેલા છે તેથી એ સિદ્ધ છે. અથવા હવે એમને કશું સાધવાનુ નથી, સાધી શકાય એ બધું પ્રાપ્ત થયુ છે, સિદ્ધ થયુ છે, માટે એ સિદ્ધ છે, અથવા સિત=બાધેલા એવા જે કર્મ તેને ધમી નાખ્યા છે, તેથી તે સિદ્ધ છે ચાર ઘાતીકર્મના નાશથી અનત-જ્ઞાન, અનતદર્શન, અનત વીતરાગતા અને અનત-વીર્યાદિ લબ્ધિઓ પ્રગટ થયેલી છે તેમજ બાકીના ચાર અઘાતી પૈકી વેદનીય કર્મના નાશથી અનત અવ્યાબાધ સુખ, આયુકર્મના નાશથી અક્ષય અજર અમર સ્થિતિ, નામકર્મના નાશથી અરૂપિપણુ અને

ગોત્ર કર્મના અભાવથી અગુરુલઘુતા પ્રકટ થયેલી છે. સંસારમાં જે સારા-નરસા (શુભાશુભ) કર્મના યોગે યશ અને અપયશ, ઊંચ કુલ અને નીચ કુલ, સૌભાગ્ય ને દુર્ભાગ્ય, સારું શરીર-નરસું શરીર, આરોગ્ય અને રોગ, માન અને અપમાન, અજ્ઞાન અને મોહ, રાગ ને દ્વેષ, હર્ષ અને શોક, વગેરે દ્વંદ્વો વેદવા પડે છે, તેમાંનું સિદ્ધ અવસ્થામાં કાંઈ હોતું નથી. સંસારમાં પણ આત્માના મૌલિક-આંતરિક અપ્રકટ સ્વભાવમાં તો ઉક્ત દ્વંદ્વોથી તદ્દન વિનિર્મુક્ત (રહિત) એવી શુદ્ધ સ્થિતિ છે; પરંતુ પ્રગટપણે એ રાગદ્વેષાદિવાળી અશુદ્ધ સ્થિતિ છે. કેમકે પ્રવાહથી અનાદિકાળ થયા આત્મપ્રદેશો સાથે એકમેક થઈ આત્માને મલિન કરનાર જે પૌદ્ગલિક કર્મ-સ્કંધો, તેના વિપાકને લીધે ઉક્ત યશ-અપયશ વગેરે દ્વંદ્વોની વિચિત્ર પરિસ્થિતિ આત્મા પર ઊભી થાય એમાં નવાઈ નથી. એટલે ખરી રીતે વિચારતાં, એ યશ-અપયશ વગેરે દ્વંદ્વોના અનુભવની વચમાં એનાથી તદ્દન નિરાળું એવું આત્માનું અસલી શુદ્ધ સ્વરૂપ સ્વભાવગત કાયમ છે. એ સમજીને રાગદ્વેષમાં તણાયા વિના જીવન જીવી શકાય છે. માટે પર ઉપાધિથી થનારા યશ કે અપયશ, આરોગ્ય કે રોગીપણું વગેરે અવસ્થાઓને પરાઈ સમજી, એમાં આત્મા ઉન્માદ

કે દીનતા કરતો નથી, પણ પોતે માત્ર સાક્ષી રૂપે એનો જ્ઞાતા દૃષ્ટા બની, એને ઉદાસીનભાવે અર્થાત્ અરકત–અદ્વિષ્ટ ભાવે વેદી લઇ અ તે એ સર્વથા મુક્ત થાય છે, એટલે કે સિદ્ધ બની ત્રિભુવનના છેક મથાળે જઇ વસે છે એ હવે નિર્મમ–નિર્વિકાર છે, નિરંજન–નિરાકાર છે, સર્વજ્ઞ–સર્વદર્શી છે, અમમ, અવ્યય અને અક્ષય છે. કૃત કૃત્ય છે, નિર્મોહી છે, શુદ્ધ જ્ઞાતા દૃષ્ટા છે, સ્પર્શાદિ રહિત છે, પરમ પદાર્થ છે, શાશ્વત જ્યોતિ છે, સ્વતંત્ર છે, સ્વરમણમા મગ્ન છે, નિત્ય-ધર્મા છે, જ્ઞાનથી સર્વવ્યાપી છે, તત્ત્વમૂર્તિ છે, પરમ બ્રહ્મ છે, પરમ આદિત્ય છે પરમ ઇન્દુ છે, પરમ સદાશિવ છે, અનંત સુખભોક્તા છે. સર્વ શત્રુના ક્ષયથી, સર્વ રોગના નાશથી, સર્વ પદાર્થની પ્રાપ્તિથી અને સર્વ ઇચ્છાની પૂર્તિથી જે સુખ થાય, તેના કરતા અનંતગુણ સુખ સિદ્ધનું છે પણ તે સુખ અસંયોગનું હોવાથી સંયોગજન્ય સુખના અનુભવીને અગમ અગોચર છે

## (૩) ત્રીજા પરમેષ્ઠી શ્રી આચાર્ય ભગવંત –

ત્રીજુ પરમેષ્ઠી પદ આચાર્ય ભગવંતથી અલંકૃત છે આચાર્ય મહારાજના બીજા નામ સૂરિ, ગણધર, ગુરુ, અનૂચાન, ગચ્છપતિ, અનુયોગકર ગણિપિટક, ઉદ્યોતકારી વગેરે છે. એ અને ચોથા પરમેષ્ઠી ઉપા-

ધ્યાયજી મહારાજ સંસારત્યાગી સંયમી સાધુ તો છે જ, એટલે સાધુ તરીકેની એમની પંચાચાર વગેરે વિશેષતા પાંચમા સાધુપદમાં સમજાશે. પરંતુ આચાર્ય તરીકેની એમની વિશેષતામાં શ્રી અરિહંત પ્રભુની ગેરહાજરીમાં શ્રી જિનશાસનનું સુકાન સંભાળી શકે એવા ગુણો અને એવું સામર્થ્ય એમનામાં હોય છે. શ્રી જિનપ્રવચનની પ્રભાવકતા, સુરક્ષિત આગમ–પરિપાટી, અનેક ભાષાઓનું જ્ઞાન, સ્વપર શાસ્ત્ર–કુશલતા, પ્રજ્ઞાપના–શકિત, સુયોગ્ય શિષ્ય–સમૂહનું નેતૃત્વ, ભવ્ય ઓજસ દેશનાલબ્ધિ, પંચાચાર–પ્રચાર, અપ્રમત્તતા, શુદ્ધ ધર્મકથા–કથન વગેરે અનેકાનેક વિશેષાઓને એ ધરનારા છે. શાસ્ત્રીય પદ્ધતિ મુજબ યોગોદ્વહનાદિપૂર્વક સૂત્રનું તથા અર્થનું અધ્યયન અને દેશાટન કરી ગુરુએ આપેલી આચાર્ય પદવીને એ વરેલા હોય છે. એ મંત્રપીઠાદિ પંચપ્રસ્થાને સૂરિમંત્રને આરાધનારા હોય છે. શિષ્યોને ગ્રહણ આસેવન શિક્ષા આપવા–અપાવવામાં, એમજ જનતામાં ધર્મબોધ દ્વારા શાસન પ્રભાવના કરવામાં એ કુશલ હોય છે. સારણા–વારણા–ચોયણા–પડિચોયણાથી ગચ્છને સાધનામાં ઉદ્યુકત રાખે છે. ધર્મશાસનનું સામ્રાજ્ય ચલાવનારા એ સમ્રાટ રાજા છે. રાજા આ રીતે છેઃ–ઉપાધ્યાય એમના દિવાન છે. સાધુઓ સુભટ

છે. ગૃહસ્થ શ્રાવક-શ્રાવિકા પ્રજાજન છે આચાર્ય પાસે દ્વાદશાગી કે તે તે કાળે વિદ્યમાન શ્રુત એ ખજાનો છે એના વડે એ સૌને આબાદ રાખે છે. પ્રજાજનને પીડવા આવતા મોહના ઘરના ચોર લૂટારાઓ પર એ જિનનુ શાસન ચલાવી એને દૂર કરે છે, અને લોકના ધર્મ-ધનને રક્ષી અધ્યાત્મ-હિતની અનેકવિધ કાળજી તથા ઉદ્યમ કરે છે એ મિથ્યામતિ પાખડીઓ અને કુમતવાદીઓ વગેરેનો નિગ્રહ કરે છે

**આચાર્ય એટલે ભાવવૈદ ગુણનો ખજાનો –**

જગતના જીવો કર્મરોગથી પીડાય છે, ને એમા પાછા રાગદ્વેષરૂપી કુપથ્યને સેવી સેવી કર્મરોગ વધારે છે આની સામે આચાર્ય એ ભાવવૈદ્ય બની ભવ્ય જીવોને ધર્મઔષધ આપી વૈરાગ્ય અને ઉપશમનુ પથ્ય સેવરાવી કર્મરોગ નાબૂદ કરે છે અનાદિ અનતકાલથી ભવાટવીમાં ભમતા રખડતા જીવોને આચાર્ય ભગવાન માનવ જીવનના મૂલ્ય અને કર્તવ્ય પથ સુઝાડી ઉન્નતિના મહામાર્ગે ચઢાવે છે હૃદયની ક્ષુદ્રતા, સકુચિત મતિ, ભૌતિક દૃષ્ટિ, વાસના અને વિકાર, ઇર્ષ્યા અને કલેશ, ગર્વ અને સ્વાર્થ, મમતા અને માયા, ભય અને હાયવોય વગેરે અનેકાનેક દદોને શાત કરી આચાર્ય એ જીવોને સુદર સમા-

પ્રવાદી વગેરે છે.

**પાંચમા પરમેષ્ઠી શ્રી સાધુમહર્ષિ:—**

પાંચમા પરમેષ્ઠીપદે સાધુ મહર્ષિઓ બિરાજે છે. ગૃહસ્થપણાનો ત્યાગ કરી લોકસંજ્ઞા મૂકી સર્વ પાપ-વ્યાપારોને પ્રતિજ્ઞાપૂર્વક છોડવારૂપ અલૌકિક સાધુતાને અંગીકાર કરનારા એ હોય છે. પાંચમહાવ્રતની ભીષ્મ પ્રતિજ્ઞા સ્વીકારી એ સૂક્ષ્મજીવની પણ હિંસા મનથી જાતે કરતા નથી, બીજા પાસે કરાવતા નથી, અને કરનારને સારો માનતા નથી. એવી રીતે સૂક્ષ્મ પણ જૂઠ, ચોરી, વિષયસેવન કે પરિગ્રહધારણના એ નવ કોટિએ ત્યાગી હોય છે. નવ કોટિ ત્યાગ એટલે મન, વચન, કે કાયાએ, ન કરવું, ન કરાવવું, કે ન અનુમોદવું. પહેલા વ્રતના શુદ્ધ-પાલન માટે એ સ્વયં તો પચન-પચાવનના ત્યાગી હોય છે જ, પરંતુ સાધુ માટે બીજાએ રાંધ્યું હોય તો એ પણ ત્યજે છે; અને ગૃહસ્થ સાધુના ઉદ્દેશ વિના પોતાના ઉદ્દેશે બનાવેલી વસ્તુમાંથી વહોરાવે તો એ થોડુંક જ. લેતા ઘર ઘર ફરી માધુકરી વૃત્તિએ ભિક્ષા ગ્રહણ કરનારા હોય છે. એમને ઘર, માલ-મિલ્કત, કુટુંબ વગેરે કાંઈ હોતું નથી. સ્ત્રીને તો એ અડતા પણ નથી. મસ્તકના તથા દાઢી-મૂછના કેશ પણ હાથે ચૂંટી કાઢે છે. ગાડી વગેરે વાહનમાં કદીય

બેસતા નથી કાચુ પાણી, માટી, અગ્નિ, વનસ્પતિ વગેરેને સ્પર્શતા પણ નથી જીવન આખુ ય શાસ્ત્રાધ્યયન-ચિંતન-અધ્યાપન, ધ્યાન, ત્યાગ, તપસ્યા, ઇન્દ્રિયનિગ્રહ, મનશુદ્ધિ, ક્ષુધા-તૃષા-માનાપમાનાદિ પરિસહોનુ સહન વગેરેમા પસાર કરે છે

## સત્તાવીસ ગુણ સાધુના:—

સાધુના સત્તાવીસ ગુણ ગણાય છે. તે આ રીતે — અહિંસાદિ પાચ મહાવ્રત અને એક રાત્રિભોજન-વિરમણ એમ વ્રત ૬+પૃથ્વીકાયાદિ સ રક્ષણ ૬+ઇન્દ્રિય-નિગ્રહ ૫+ભાવવિશુદ્ધિ ૧+કષાયનિગ્રહ અને ક્ષમાદિ ૪+અકુશલ મન-વચન-કાયાના નિરોધ ૩+પરિસહ-સહન ૧+ઉપસર્ગે પણ સમતા ૧=૨૭. અથવા બાહ્ય-આભ્યન્તર તપ ૧૨+સુડતાલીસ દોષરહિત આહાર ૧+અતિક્રમાદિ દોષત્યાગ ૪+દ્રવ્યાદિ અભિગ્રહ ૪+ વ્રત ૬=૨૭ વગેરે આમા **બાહ્યતપમાં** અનશન, ઉનોદરિકા, વૃત્તિસ ક્ષેપ, રસત્યાગ, કાયકલેશ ને સ લીનતા,—એ ૭ આવે **આભ્યન્તરતપમા** પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ એ ૭ આવે **આહારના સુડતાલીશ દોષમાં** ગૃહસ્થ થકી થયેલા ઉદ્ગમના દોષ ૧૬, સાધુએ લગાડેલા ઉત્પાદનના દોષ ૧૬ અને એષણાન [illegible]

૧૦, એમ ગવેષણા—ગ્રહણૈષણાના દોષ ૪૨, તથા માંડલીના દોષ ૫ મળી કુલ ૪૭ આવે. **અતિક્રમાદિ** ચારમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર આવે. **દ્રવ્યાદિ અભિગ્રહમાં** દ્રવ્ય—ક્ષેત્ર—કાલ ભાવની અપેક્ષાએ વિવિધ પ્રતિજ્ઞાઓ આવે.

### અનુમોદનીય સાધુતાઃ—

સાંસારિક સર્વ સંબંધો અને સર્વ પ્રવૃત્તિઓ ત્યજી દીધી હોવાથી, સાધુ આત્મપરિણતિને વિશુદ્ધ કરવાની પ્રવૃત્તિમાં જ મસ્ત રહે છે. બીજાઓ માટે પણ એ ભાવદયાના ભંડાર હોય છે. (કર્મના ક્રૂર સકંજામાંથી જીવો કેમ બચે ? એ માટે, તથા મોહની માનસિક વૃત્તિ, વાચિક શબ્દ અને કાયિક વર્તાવથી કેમ છૂટે એ માટેની દયા તે ભાવદયા.) વિષ, ગરલ અને સંમૂર્ચ્છિમ અનુષ્ઠાનને ત્યજી તદ્ધેતુ અને અમૃતક્રિયારૂપે પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ અનુષ્ઠાનના ક્રમિક વિકાસને એ સાધનારા હોય છે. એ માટે તેર કાઠીઆને તજી, આર્ત અને રૌદ્ર ધ્યાનને પરિહરી, કૃષ્ણાદિ અશુભ લેશ્યાને નિવારી, ચાર દુઃખશય્યા, સાત ભય, આઠ મદ, નવ પાપનિદાન, સંકેલેશ વગેરેને તિલાંજલિ આપી સામાયિક, ભાવ—સમાધિ, મૈત્ર્યાદિ ભાવના, આત્મતૃપ્તિ ક્ષમાદિ ધર્મો

વગેરેના અભ્યાસી બન્યા રહે છે સમિતિ ગુપ્તિ, પંચાચાર, દ્વિવિધ તપ, ઇચ્છાકાર, અપરાધનો મિથ્યાદુષ્કૃત ગુરુવચન પર 'તથાસ્તુ' કરવુ,–વગેરે દશ પ્રકારની ચક્રવાલ સામાચારીનુ નિત્યપાલન કરે છે ટૂંકમા સાધુમહાત્મા સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર અને તપની ઉપાસનાનુ જ જીવન જીવે છે એમને પંચમહાવ્રત એ નિવૃત્તિ માર્ગ છે, અને પંચાચારનુ પાલન એ પ્રવૃત્તિમાર્ગ છે

ગૃહસ્થને સમ્યકત્વમૂલક બાર વ્રતરૂપ શ્રાવકધર્મની જેમ સાધુને દશ પ્રકારે યતિધર્મ પાળવાનો છે તે આ પ્રમાણે –ક્ષમા, મૃદુતા, ઋજુતા, નિર્લોભતા, તપ, સંયમ, સત્ય, શૌચ, (મનની પવિત્રતા) બ્રહ્મચર્ય અને અપરિગ્રહ સાધુના બીજા નામ મુનિ, યતિ, યોગી, ભિક્ષુ, માહણ, નિર્ગ્રન્થ, મહાવ્રતી, સંન્યાસી, વાચંયમ, મોહજયી, અકિંચન, શ્રમણ, ક્ષમાશ્રમણ, દીક્ષિત, પ્રવ્રજિત વગેરે છે

**ઉપાસના માટે આવા અન્યત્ર અલભ્ય એવા પંચ પરમેષ્ઠીના સ્વરૂપને બતાવનાર શ્રી અરિહંત પ્રભુ જ છે. પરમેષ્ઠી બનવાનુ એમના શાસનમાં જ છે.**

**મોક્ષ સાથે આત્માને જે યોજી આપે તેને**

**યોગ કહેવાય,** અનેકાંત પદ્ધતિએ એવા અનેક યોગો શ્રી અરિહંત પ્રભુએ બતાવ્યા છે. એમાં મુખ્ય રત્નત્રયી યોગ, દર્શન-જ્ઞાન-ચારિત્ર યોગ છે. જૈન-શાસનના વિશિષ્ટ યોગો જુઓ :—

## —: યોગ :—

**રત્નત્રયી યોગ : આરાધના માર્ગ : મોક્ષ-માર્ગ :**—ઉપાસનાના વિષયમાં પરમેષ્ઠીની જેમ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર છે. એ મોક્ષ ખરીદવા માટે સાચાં ત્રણ રત્ન હોવાથી રત્ન-ત્રયી તરીકે ઓળખાય છે. સંસાર-ભ્રમણનો અંત લાવી મુક્તિપદ પામવા માટે આજ ત્રણ સાધન છે; ને તે પણ ત્રણે ભેગાં મળીને મોક્ષે પમાડવા સમર્થ છે. તેથી સૂત્રકાર કહે છે, **सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः।**

**નવ-પદ:—**

આમાં ચારિત્રમાંથી તપને જુદો પાડીએ તો દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચાર ઉપાસનીય બને, તે પૂર્વના પાંચ પરમેષ્ઠીની સાથે ગણતાં કૂલ નવ-પદ થાય. તેને સિદ્ધચક્ર પણ કહેવાય છે. દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ દરેકનું વિસ્તૃત સ્વરૂપ તટસ્થ રીતે જોતાં જરૂર એમ લાગે કે આ રત્નત્રયી માર્ગ શ્રી જિનેન્દ્રશાસનની જ એક વિશેષતા છે. બીજા તો

કોઈક ન્યાયદર્શન જેવા એકલા તત્ત્વજ્ઞાનથી મોક્ષ કહે છે, તો મિમાંસક જેવા ક્રિયાથી (કર્મકાંડથી) મોક્ષ કહે છે. ત્યારે યોગદર્શન જેવા જ્ઞાન–વૈરાગ્યથી મોક્ષ માને છે પણ જ્ઞાન કે ક્રિયા કે જ્ઞાન–વૈરાગ્ય એ બધુ અધુરૂં છે, અને એ માનેલા તત્ત્વજ્ઞાન, કર્મકાંડ વગેરે યથાર્થ મોક્ષમાર્ગ બનવા યુક્તિયુક્ત પણ નથી આ વસ્તુ જો કે પૂર્વે દર્શાવેલ વિશિષ્ટ વિષયોના વિસ્તૃત બોધથી બરાબર સમજી શકાય એમ છે, જતા એટલુ ખરૂ કે મ સાર જે મિથ્યાત્વ, અને જે અજ્ઞાનયુક્ત અચારિત્ર, (મલિન વૃત્તિ, પ્રવૃત્તિ અને અવિરતિ)થી છે, તેને ટાળનારા સર્વજ્ઞોક્ત સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર જ છે આમા જ્ઞાનયુક્ત ચારિત્રથી વિરતિભાવ, કષાયનિગ્રહ અને અસતપ્રવૃત્તિ નિરોધ થાય છે

**૫ ચાચારયોગ** —ઉપર કહેલ રત્નત્રયીની ઉપાસના માટે વિશિષ્ટ કોટિનો ૫ ચાચાર પાલનનો માર્ગ છે એમા આઠ આઠ પ્રકારનો જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચાર તથા બાર પ્રકારનો તપાચાર અને છત્રીસ પ્રકારનો વીર્યાચાર છે આના વિવેચનનો અહીં અવકાશ નથી એવું આગળ ઉપર પણ સમજવું તેથી માત્ર નામનિર્દેશ જેવુ કરવામા આવે છે

## વિશિષ્ટ સમ્યગ્દર્શન યોગ:—

સમ્યક્ત્વ એટલે તત્ત્વશ્રદ્ધા છે. પરંતુ સમ્યક્ત્વ એટલે તત્ત્વભૂત દેવગુરુ ધર્મ ઉપર શ્રદ્ધા કર્યાનું કહેવા માત્રથી નથી પતતું. એ માટે જિનશાસન ૪ શ્રદ્ધાન, ૩ લિંગ, ૩ શુદ્ધિ, ૫ લક્ષણ, ૧૦ વિનય, ૮ પ્રભાવક, ૫ ભૂષણ; ૫ દૂષણ-ત્યાગ, ૬ ભાવના, ૬ આગાર, ૬ સ્થાન, અને ૬ યતના-એમ ૬૭ પ્રકારનો સમ્યક્ત્વનો વ્યવહાર . પાળવાનું શિખવે છે. વળી શ્રદ્ધામાં પણ ક્ષાયિક, ક્ષાયોપશમિક, અને ઔપશમિક સમકિત, તથા સંક્ષેપરુચિ, વિસ્તારરુચિ, બીજરુચિ વગેરે દશ પ્રકારની રુચિનો વિસ્તાર આવે છે.

**જ્ઞાનયોગ:**—જિનશાસનમાં મુખ્ય પાંચ જ્ઞાન છે. એમાં ૨૮ પ્રકારે **મતિજ્ઞાન** ૧૪ (ઉત્તરભેદ ૩૪૦) પ્રકારે શ્રુતજ્ઞાન (અન્ય રીતે ૨૦ પ્રકારે પણ), ૬ પ્રકારનું અવધિજ્ઞાન, બે પ્રકારે મન:પર્યાયજ્ઞાન અને એક પ્રકારે સર્વજ્ઞતારૂપ કેવળજ્ઞાન—એ ૫૧ ભેદે વિશિષ્ટ કોટિની જ્ઞાન-પ્રરૂપણા છે. એમાં પણ શ્રુતજ્ઞાનમાં ચૌદ પૂર્વો, અંગ, ઉપાંગ, મૂળસૂત્ર, છેદસૂત્ર, પ્રકીર્ણક વગેરે **આગમ શાસ્ત્રો**, સન્મતિતર્ક-અનેકાંત જયપતાકા, શાસ્ત્રવાર્તા, સ્યાદ્વાદ રત્નાકર વગેરે **દર્શનશાસ્ત્રો**, ઉપદેશમાળા, ઉપદેશ સપ્ત-

નિકા, ઉપદેશ તરંગિણી, ઉપદેશ રહસ્ય, ઉ૦ રત્નાકર વગેરે **ઉપદેશ ગ્રન્થો**, લોક પ્રકાશ, પ્રવચન સારોદ્ધાર, જીવ-વિચાર, નવ-તત્ત્વ, સંગ્રહણી વગેરે **પ્રકરણ** ગ્રન્થો, પંચસંગ્રહ, કમ્મપયડી, કર્મગ્રન્થ, વગેરે **કર્મસાહિત્ય**, યોગબિન્દુ, યોગદૃષ્ટિ, ષોડશક, અધ્યાત્મસારાદિ યોગ-અધ્યાત્મગ્રન્થો, ઇત્યાદિ ઇત્યાદિ અનેકાનેક વિષયોના **અનેક શાસ્ત્રોમાં** વર્ણવાયેલા વિશિષ્ટ પદાર્થોના આદ્યપ્રરૂપક શ્રી સર્વજ્ઞ જિનેશ્વર દેવો જ છે આ જૈન આગમ અને જૈન શાસ્ત્રોના જ્ઞાનયોગમા લીન થનારને અહી મોક્ષનો અનુભવ થાય છે

**ચારિત્રયોગ વિરતિયોગ** —વિરતિમાર્ગ એ પણ જૈનશાસનની જ વિશેષતા છે વિરતિ=પાપથી વિરામ પામવાની પ્રતિજ્ઞા સાથે નિવૃત્તિ સામાન્ય સમજ એવી હોય છે કે 'કરે તે ભરે'—અર્થાત્ પાપાચરણ કરે તેને દંડ ભરવો પડે, ન કરે તેને કાંઈ નહિ શ્રી અરિહંત પરમાત્મા એમ કહે છે કે પાપ ન આચરવા છતા પાપત્યાગની જ્યા સુધી પ્રતિજ્ઞા ન કરે ત્યાસુધી પણ દંડ ભરવો રહે છે કારણ એ છે કે પ્રતિજ્ઞા ન કરવા દેનારૂ એક ખરાબ તત્ત્વ હૃદયમા બેઠુ છે તે છે પાપ પ્રત્યેનો અપેક્ષાભાવ 'વર્તમાનમા નહિ સહી,

તોય ભવિષ્યમાં કદાચ તે પાપ સેવવું પડે માટે પ્રતિજ્ઞા નહિ લઇએ'—આ વલણમાં પાપની અપેક્ષા બેઠી છે. તે પણ ગુનો છે. તેનો ત્યાગ પ્રતિજ્ઞાથી થાય છે. શ્રી અરિહંત પ્રભુ પણ જન્મથી મહાવૈરાગી અને સંસારથી અલિપ્ત જેવા છતાં એમને એમ સાધુજીવનમાં ન પેઠા, પરંતુ 'કરેમિ સામાઇઅં....' ની પ્રતિજ્ઞા કરીને પેઠા. કેમકે તો જ પાપના બંધ-નથી બચાય. વિરતિ બે પ્રકારે:-વિરતિ સાધુમાર્ગની તે **સર્વવિરતિ**, અને ગૃહસ્થધર્મની તે **દેશવિરતિ** કહેવાય છે. **સર્વવિરતિમાં** હિંસા-જૂઠ-ચોરી-મૈથુન-પરિગ્રહ એ પાંચ પાપોનો સર્વથા ત્યાગ કરવાની પ્રતિજ્ઞા હોય છે. સર્વથા એટલે મન-વચન-કાયાથી જિંદગી-ભર માટે તે તે પાપ કરવા, કરાવવા, કે અનુમોદવાના નહિ. આને ચારિત્ર કહે છે, સંયમ કહે છે. તે એક જ પ્રકારે છે. **દેશવિરતિમાં** સ્થૂલપણે પ્રતિજ્ઞા કરાય છે. અમુક અમુક પાપ કરીશ નહિ, કે કરીશ-કરાવીશ નહિ. તેમાં અહિંસાદિ બારવ્રત આવે છે. બધાનો મુદ્દો પ્રતિજ્ઞા સાથે પાપત્યાગ છે. અનાદિના પાપસંગ એમ જ છૂટે છે.

**અહિંસાયોગ:**—શ્રી અરિહંત પ્રભુએ ફરમાવેલ અહિંસામાર્ગ સૂક્ષ્માતિસૂક્ષ્મ છે. ઈતરોમાં સંસાર-ત્યાગ કરી વાનપ્રસ્થ કે સંન્યાસ લે તો પણ અગ્નિ-

પાણી–વનસ્પતિ વગેરેના આરભ ઉભા રહે છે જૈન સાધુદીક્ષામા તો એને અડવા જેટલી પણ હિંસાનો ત્યાગ હોય છે એટલુ જ નહિ, પણ ઉપર કહ્યુ તેમ મનથી ય હિસાની અનુમોદના વર્જ્ય છે તેથી દા ત ભગતે સાધુ માટે કોઈ ચીજ રાધી તો તે પણ સાધુ લઈ શકે નહિ સાધુને તો નિર્દોષ અને નિર્જીવ આહાર મધુકરી વૃત્તિથી લેવાનો હોય છે નિર્દોષતા ત્યા સુધીની કે ગૃહસ્થ સાધુને વહોરાવતા કાચા સજીવ પાણી વગેરેને અડી જાય તો ય તેની પાસેથી સાધુ વહોરતા નથી એમ અપ્કાયની અહિસા ત્યા સુધીની કે સૂર્યાસ્ત થવાના થોડા પૂર્વકાળથી માડી સૂર્યોદય પછીના થોડા કાળ પર્યંત આકાશમાથી જે સજીવ ઓસ પડે છે તેની ય દયા કરવાની હોય છે તેથી ન છૂટકે બહાર જવુ પડે તો ગરમ કામળીથી શરીર ઢાકીને જાય છે કેવો ઝીણો અહિંસામાર્ગ પ્રભુએ બતાવ્યો ! આવી અહિસા અહિતનો સૂક્ષ્મકોટિનો વિરતિ માર્ગ એ ભવભ્રમણમા દુ ખથી રીબાતા સસારી જીવોને ઉદ્ધરવા માટેની શ્રી અરિહત પરમાત્માની અલૌકિક બક્ષીસ છે અહો ! અનત ઉપકાર એ દેવાધિદેવનો ! નહિતર કયાથી જીવો સર્વથા નિષ્પાપ બની કર્મરહિત થઇ શકત ? કેવી રીતે મોક્ષ પામી શકત ?

**સંયમયોગ :**—ત્યારે વિશિષ્ટ કોટિનો સયમ-

માર્ગ પણ શ્રી સર્વજ્ઞ જિનેશ્વરદેવોની જ એક બક્ષીસ છે. એમાં ચરણસિત્તરી અને કરણસિત્તરી એમ બે વિભાગમાં ૭૦-૭૦ ગુણોનો માર્ગ પાળવાનો હોય છે. એમાં પૂર્વે કહ્યા તે વિરતિમાર્ગના મુખ્ય પાંચ મહાવ્રતોની સાથે ક્ષમાદિ શ્રમણધર્મ-પ્રેક્ષાદિસંયમ-વૈયાવચ્ચ-બ્રહ્મવાડ-કષાયનિગ્રહ-પિંડવિશુદ્ધિ-સમિતિ-ભાવના-ભિક્ષુપ્રતિમા-ઇન્દ્રિયનિરોધ-પ્રતિલેખના-ગુપ્તિ અને દ્રવ્યાદિ અભિગ્રહો આવે છે. આના વિસ્તારનો અભ્યાસ કરનાર સમજી શકશે કે આ બતાવવામાં પણ અરિહંત પરમાત્માનો જ અનુપમ ઉપકાર છે. એ ઉપકારમાંથી પછી ઝરણાંઓ લઈને ઇતર મતવાળાઓએ અહિંસાદિનો ઉપદેશ કર્યો છે.

**તપો-યોગ:**—૧ અનશન, ૨ ઉનોદરિકા, ૩ દ્રવ્યસંક્ષેપ,-વૃત્તિસંક્ષેપ, ૪ વિકૃતિત્યાગ,-રસત્યાગ, ૫ પાદવિહાર લોચ, ૨૨ પરીસહ, અને ઉપસર્ગનું સહનરૂપ કાયક્લેશ, ૬ મનોવાક્કાયસંલીનતા-આ ષડ્વિધ '**બાહ્યતપ**' છે; ૧ પ્રાયશ્ચિત્ત-૨ વિનય-૩ વૈયાવૃત્ય ૪ સ્વાધ્યાય-૫ ધ્યાન, ૬ કાયોત્સર્ગ-આ છ પ્રકારે '**આભ્યન્તર તપ**'નો માર્ગ, એ પણ માત્ર શ્રી તીર્થંકર દેવોની ભેટ છે! અરે! એકલા 'અનશન' નામના પહેલા પ્રકાર અંગે જોઇએ તો હંમેશને માટે સૂર્યાસ્તથી સૂર્યોદય સુધીના સમયનો રાત્રિભોજનનો

ત્યાગ બીજે કયા જોવા મળે છે? ત્યારે બારે તપના વિસ્તારની સમજુતી લેવામા આવે તો શ્રી જિન-શાસનની ખરેખર લોકોત્તરતા અને અનંત ઉપકારકતા જણાયા વિના રહે નહિ

**ધર્મમાર્ગ** —ઉપર કહેલ **વિશિષ્ટ કોટિના** અહિંસા, સયમ અને તપોમાર્ગની ત્રિપુટીરૂપ ધર્મ જ ઠેઠ મોક્ષે પહોચાડવા સમર્થ છે, તેથી એ મુખ્ય ધર્મમાર્ગ છે તો કહી શકાય કે એવા ધર્મમાર્ગને પણ શ્રી સર્વજ્ઞ પ્રભુએ જ બતાવ્યો છે

**આસ્રવત્યાગ–સ વરનિર્જરોપાદાન યોગ**—

આ પણ શ્રીઅર્હત્કથિત અનન્ય મોક્ષયોગ છે આસ્રવ=કર્મબ ધના કારણ સ વર=કર્મબ ધને અટકાવનારી ચર્યા, તકેદારી નિર્જરા=કર્મક્ષયના કારણ ઉપર કહેલા ધર્મમાર્ગને યથાસ્થિત પાળવા માટે જીવનમાથી કર્મબ ધના હેતુભૂત આસ્રવોને ત્યજી સ વર–નિર્જરાનુ સેવન કરવાનુ હોય છે

**આસ્રવોમાં** —મિથ્યાત્વ, ઈન્દ્રિયોની અવિરતિ, હિ સાદિ–અવિરતિ, ક્રોધાદિ કષાયો, કામ અને હાસ્યાદિ નોકષાયો, અપ્રશસ્ત મનવચન કાયાના યોગો અને આગળ વધીને અ તે પ્રશસ્ત પણ યોગો તથા એમા સમાતી પચીસ ક્રિયાઓ આવે છે એમા ય જ્ઞાના-

વરણીયાદિ કર્મો બંધાવનારા પ્રત્યેકના પાછા નિરનિરાળા અનેક આસ્રવો છે. મુમુક્ષુએ એ બધું ત્યજવાનું છે.

**સંવરયોગમાં :—** ૫ સમિતિ અને ૩ ગુપ્તિનું પાલન, ૨૨ પરીસહોનું સમભાવે સ્વેચ્છયા સહન, ૧૦ યતિધર્મસેવન, ૧૨ અનિત્યાદિ ભાવનાનું ચિંતન, ૫ ચારિત્ર—એમ સત્તાવન પ્રકાર પાળવાના આવે છે. આમાં સમિતિ ગુપ્તિને **અષ્ટ પ્રવચન માતા** કહેવાય છે. સાંગોપાંગ તે પણ જો જિનશાસન વિના બીજે ક્યાંય જોવા નથી મળતી, તો સંપૂર્ણ સંવરમાર્ગની તો વાતેય શી?

**નિર્જરાયોગમાં** ઉપર કહેલ બારે પ્રકારનો તપોમાર્ગ આવે છે. મુમુક્ષુએ સંવર અને નિર્જરામાર્ગને સતત આદરવાના છે.

**શુદ્ધિયોગ (પ્રાયશ્ચિત્ત માર્ગ) :—** મોક્ષમાર્ગની આરાધના કરતાં કરતાં જાણે-અજાણે માનસિક—વાચિક—કાયિક જે કોઈ દોષ સેવાઈ જાય, એ પણ નિર્મૂલ કરી શુદ્ધ થવા પ્રાયશ્ચિત્ત વિધિ છે. દરેક દરેક દોષ કેવા કેવા પ્રકારે લાગે છે, કયા કયા સંયોગમાં લાગે છે, અને તેની શુદ્ધિને માટે દરેક દરેકના કેવા કેવા પ્રાયશ્ચિત્ત હોય છે, એનું પ્રતિપાદન પણ શ્રી

સર્વજ્ઞ ભગવંતોએ જ કર્યું છે તે ય એવા મહાવિસ્તારથી ને એવી સૂક્ષ્મતાવાળુ કર્યું છે કે જે બીજા શાસનમા કયા ય જોવા નથી મળતુ, માત્ર આ વિષયના પણ અનેક છેદગ્રન્થો નામના શાસ્ત્રો ભર્યા પડયા છે તેમા દોષના કલ્પ, દર્પ અને આકુટ્ટિ વગેરે પ્રકારો, 'દોષના પ્રતિસેવકોની યોગ્યતા, પૂર્વ પ્રાયશ્ચિત્તની બાકી, પ્રાયશ્ચિત્ત-વહનના કાળ, પ્રાયશ્ચિત્તનું પ્રમાણ, –વગેરે અનેકાનેક બાબતો આવે છે આમા પાછા અપવાદના પણ વિશિષ્ટ માર્ગ હોય છે, જેમા સ્વલ્પ પ્રાયશ્ચિત્ત આવે, કે જરા ય પ્રાયશ્ચિત્ત ન આવે આ શુદ્ધિયોગ અપેક્ષાએ જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિયોગાદિ કરતા ય વિશેષતાવાળો છે

**સાધનામાર્ગ** —ઉપર કહેલા અનેકવિધ માર્ગને જીવનમા સરળતાથી અને સચોટપણે ઉતારવા માટે શ્રી વીતરાગ સર્વજ્ઞદેવોએ ક્રમિક સાધનાનો માર્ગ બતાવ્યો છે, એમા સામાન્યધર્મ અને વિશેષધર્મ એમ બે મુખ્ય ભેદ પડે છે પહેલામા શ્રી જિનના શાસનને નહિ પામેલો આત્મા પણ પાળી શકે એવો માર્ગાનુસારી જીવનનો પાત્રીસ ગુણની સાધનાનો માર્ગ આવે છે ત્યારે બીજા વિશેષધર્મમા અપુનર્બંધકદશાના [illegible]પૂર્વક, ગૃહસ્થધર્મના સમ્યક્ત્વ સહિત, ૫ [illegible] ગુણવ્રત અને ૪ શિક્ષાવ્રતો

સાધનાનો માર્ગ આવે છે. એમાંય આગળ વધતાં શ્રાવકની ૧૧ પ્રતિમા (માસ-બે માસ-ત્રણ માસ વગેરેના દૃઢ સમ્યકત્વ-સામાયિકાદિ સાધવાના ઘોર અભિગ્રહો) આરાધવાનું આવે છે. તે પછીના ઉચ્ચ વિશેષ ધર્મમાં સાપેક્ષ યતિધર્મ અને નિરપેક્ષ યતિધર્મ સાધવાનો હોય છે. એમાં પહેલો ઉત્સર્ગ અને અપવાદરૂપે સાધુ સમુદાયમાં રહીને, અને બીજો તે પછી બાહ્ય-આન્તર સંલેખના-તુલનાદિ દ્વારા પરિપકવ થયેલા આત્માએ અસહાય એકાકી વિચરીને ઉત્સર્ગરૂપે આરાધવાનો હોય છે.

**યોગ્યતામાર્ગ:**—ઉપરોકત સાધના જો યોગ્ય આત્મા કરે તો જ તે સફળ બને છે. એ માટે શ્રી જિન-શાસનમાં ભિન્ન-ભિન્ન યોગ્યતાના જુદા જુદા ગુણો બતાવ્યા છે. એમાં દા. ત. શ્રાવકધર્મની યોગ્યતાના 'અક્ષુદ્રતા, પ્રકૃતિ સૌમ્યતા....' વગેરે એકવીસ ગુણો છે, અને સાધુધર્મની યોગ્યતામાં અઢાર દોષના ત્યાગપૂર્વક વિશિષ્ટ જાતિ કુલસંપન્નતા, અવબુદ્ધ સંસાર-નિર્ગુણતા વગેરે સોળ ગુણો છે.

**લક્ષણમાર્ગ:**—જેને અંતરાત્મામાં દેશવિરતિ ગુણ અને સર્વવિરતિ ગુણની સ્પર્શના થઈ હોય તે ક્રમશઃ ભાવશ્રાવક ને ભાવસાધુ કહેવાય છે. એ દરે-

કના ક્રિયાગત અને ભાવગત મૌલિક તથા અવાન્તર (મુખ્ય અને પેટા) લક્ષણો હોય છે તેમા ભાવશ્રાવકના ૧ કૃતવ્રતકર્મા, ૨ શીલવાન, ૩ ગુણવાન, ૪ ઋજુવ્યવહારી, ૫ ગુરુશુશ્રૂષક અને ૬ પ્રવચનકુશલ, એ ક્રિયાગત છ મૂળભૂત લક્ષણો છે એ દરેકના પાછા કોઇના પાચ, કોઈના છ, ચાર એમ પેટાભેદ છે ત્યારે શ્રાવકના **ભાવગત** ૧૭ લક્ષણ છે, તેમા શ્રાવકસ્ત્રી-ઇન્દ્રિય-અર્થ-મ સાર-વિષય-આરંભ-ગૃહ. વગેરે મત્તર બાબતોના દરેકના પારમાર્થિક સ્વરૂપનો સતત વિચારશીલ રહે છે **ભાવસાધુના ક્રિયાગત** છ લક્ષણોમા ૧ સકલા માર્ગાનુસારિણી ક્રિયા, ૨ ધર્મે પ્રવરશ્રદ્ધા, ૩ ઋજુપ્રજ્ઞાપનીયતા, ૪ ક્રિયામા અપ્રમાદ, ૫ શક્યાનુષ્ઠાન-પ્રારભ, ૬ મહાન ગુણાનુરાગ, અને ૭ ગુર્વાજ્ઞારાધન આવે છે એ દરેકના વળી અનેક અવાન્તર લક્ષણો છે તેમ ભાવગત અનેક લક્ષણ છે

**પુરુષાર્થ યોગ.**—ચાર પુરુષાર્થમાથી અર્થ-કામ પુરુષાર્થનો ત્યાગ કરી ધર્મપુરુષાર્થ અને મોક્ષ-પુરુષાર્થને આદરવાના છે, એ માટે ખાસ કરીને તામસભાવના અને તેનાથી મિશ્રિત રાજસભાવના લક્ષણો ત્યજી સાત્ત્વિક ભાવના લક્ષણો કેળવવા સાથે વિશિષ્ટ કોટિના ૧ પ્રણિધાન, ૨. પ્રવૃત્તિ, ૩ વિઘ્નજય, ૪

સિદ્ધિ અને ૫. વિનિયોગ—એ પાંચ આશયો આદરવા જોઈએ છે. જૈન-દર્શને આની વિશિષ્ટ વિચારણા કરી છે. આ પ્રમાણે ઉપરોક્ત માર્ગો અને યોગોની સાધના થાય તો જ સફળ બને છે.

**કર્તવ્યયોગ :—** અનાદિ અનંત કાળથી ભવમાં ભટકતા જીવને દુઃખમય, દુઃખફલક અને દુઃખાનુબંધી સંસારમાંથી છૂટવા માટે પાપકર્મોનો નાશ કરવા-પૂર્વક શુદ્ધ ધર્મનો ઉદ્યમ કરવો પડે છે, અને તેનો પ્રારંભ તથાભવ્યત્વાદિના પરિપાકથી થાય છે. તે પરિપાક કરનારા ત્રણ સાધન છે;—ચતુઃશરણગમન, દુષ્કૃતગર્હા, ને સુકૃતાનુમોદના. એ કર્યા પછી આગળ કર્તવ્યમાં અણુવ્રત સહિત અનેક ગુણસેવન તથા 'को मम कालो, किमेअस्स उचिअं'= આ મારે કયો અવસર છે, અને આને ઉચિત કર્તવ્ય શું છે,'—એની સતત **ધર્મજાગરિકા** આવે છે. એનું નામ સાધુ-ધર્મની પરિભાવના છે. એમાં પક્વ થયે, પછીના કર્તવ્ય તરીકે માતા-પિતાને અનેક ઉપાયોથી પ્રતિ-બોધ અથવા સમજુતી કરવાનું, તે યાવત્ જરૂર પડયે અટવી ગ્લાન ઔષધ ન્યાયથી પરમાર્થથી અત્યાગરૂપ એમનો ત્યાગ અને ગુરુ આગળ સવિધિ પ્રવ્રજ્યા-ગ્રહણ આવે છે. ત્યારબાદના કર્તવ્યમાં ગુરુસેવા, સ્વાધ્યાયાદિ અનેકાનેક ઉપાસનાઓરૂપ પ્રવ્રજ્યા પાલન

આવે છે તે ઠેઠ સમન્તભદ્રતાદિ ગુણ સુધી પહોચે છે છેવટે પ્રવ્રજ્યાના અ તિમ ફલ તરીકે અન ત જ્ઞાન સુખાદિમય નિર્વાણપદ નીપજે છે આવો કર્તવ્યમાર્ગ પણ શ્રી સર્વજ્ઞ અરિહ ત પ્રભુની અનુપમ કૃપાપ્રસાદી છે

**ક્રિયાયોગ** —મોક્ષમાર્ગના સાધક સાધુ અને ગૃહસ્થને ચોકસ પ્રકારની ક્રિયાઓ કરવાની હોય છે એમા **સાધુને** પૂર્વે કહેલા પ ચાચારમા આવતી વિવિધ ક્રિયાઓ, તથા એમા વિશેષે કરીને જીતવ્યવહાર સહિત સૂત્રોક્ત ઉત્સર્ગ–અપવાદના ચારિત્ર માર્ગ સાથે દશવિધ સામાચારી, ઓઘસામાચારી અને પદવિભાગ સામાચારીનુ પાલન કરવાનુ હોય છે ત્યારે **શ્રાવકને** અનેકાનેક દિનકૃત્યો, રાત્રિકૃત્યો, પર્વકૃત્યો, તથા ચાતુર્માસિક કૃત્યો, અને પર્યુષણા કૃત્યો, વાર્ષિક કૃત્યો અને જીવન કૃત્યોની ક્રિયા આચરવાની હોય છે આ પણ શ્રી સર્વજ્ઞ પરમાત્માની વાણીમા જ ઝગમગે છે

**ઉત્ક્રાન્તિયોગ**:— સૌથી નીચેના પ્રથમ ગુણ-સ્થાનકે મિથ્યાત્વમદતાના અનેક ઉપાયો સાધતા મિથ્યાત્વનો ઉપશમ–ક્ષયોપશમ કરી ચોથા અવિરતિ સમ્યકત્વ ગુણસ્થાનકે ચઢવાનુ, તે પછી ઉત્તરોત્તર આતર રાગદ્વેષાદિ દોષોના વિશિષ્ટ વિશિષ્ટ નાશને સાધતા સાધતા પાચમે છઠ્ઠે એમ ઠેઠ તેરમે ગુણ-

સ્થાનકે ચઢવાનું. ત્યાં સર્વજ્ઞતા પ્રાપ્ત થાય છે. તે પછી અંતકાળે સર્વ કર્મ ખપાવતાં મોક્ષ થાય છે. આ ચૌદ ગુણસ્થાનકના આરોહણની વિશિષ્ટ પ્રક્રિયા છે. એ બતાવવાનો અનન્ય ઉપકાર એક માત્ર શ્રી અરિહંત પરમાત્માનો જ છે.

**વિકાસયોગ :—** અનાદિ અનંત કાળથી જીવ ભાવમળથી યુક્ત હોઈને નવનવા કર્મો બાંધી તિર્યંચાદિ ગતિઓમાં ભમ્યા કરે છે. એમાં શ્રી સર્વજ્ઞ ભગવાને જ દર્શાવેલો અનંતા કાળચક્રમય જે મહાજંગી '**પુદ્ગલ-પરાવર્ત**' કાળ તેવા પણ અનંતા વીતી ગયા. પરંતુ જ્યારે જીવને મોક્ષે જવા પૂર્વે એક જ પુદ્ગલ પરાવર્તથી ય ઓછો કાળ બાકી રહે છે, ત્યારે તે **ચરમાવર્તમાં** અર્થાત્ ચરમ પુદ્ગલ પરાવર્તમાં આવ્યો કહેવાય છે. ભાવમળ અલ્પ થયેથી જ એમાં આવી શકે છે. તે પૂર્વનો કાળ **ભવબાળકાળ** છે. એ વટાવ્યા પછી ચરમાવર્તમાં જીવ આવે ત્યારે જ તે ધર્મ પામે છે; અને ત્યાં એનો ધર્મ યૌવનકાળ ગણાય છે. એમાં એ આત્મવિકાસ સાધે છે. આ આત્મવિકાસ કેવા કેવા ક્રમે થાય છે તેનું પણ વિશિષ્ટ વિવેચન શ્રી અરિહંત પ્રભુએ જ કરી બતાવ્યું છે. એ આત્મવિકાસમાં બીજ–અંકુર–કાંડ–પત્ર–પુષ્પાદિ રૂપે હેય–ઉપાદેયાદિ ભાવોનું જ્ઞાન–હેયનો ત્યાગ અને

ઉપાદેયનુ આરાધન કરનારા જીવો પર બહુમાન–એ ત્યાગ–આરાધનાની પ્રશસા, અને એ કરવાની અભિલાષા ઉપરાત દૃઢ લાલસા–ઉપાયોની શોધ, પ્રવૃત્તિ અને ગુરુયોગાદિરૂપ ઉપાયની પ્રાપ્તિ–ગુરુદેશનાનુ શ્રવણ–એના પર શ્રદ્ધાનપૂર્વક મોક્ષરુચિની પ્રાપ્તિ સમ્યક્ત્વ–જ્ઞાનદાન, અભયદાન, ધર્મોપકરણદાન–સમ ત-ભદ્રા દેવપૂજા–સર્વ મ ગલા દેવપૂજા–પરતત્ત્વગતા દેવ-પૂજા–શ્રાવક ધર્મ–પ્રતિપક્ષજુગુપ્સા, પરિણત્યાલોચન, ઈત્યાદિ વિકાસયોગની અનેક સાધના કરતા કરતા શ્રાદ્ધ પ્રતિમા–યતિધર્મ–ગ્રહણ આસે વન શિક્ષા–વગેરે ક્રમે ઠેઠ સિદ્ધ અવસ્થાની વિકાસ પરાકાષ્ઠા આવે છે આ પણ સર્વજ્ઞ પરમાત્માની વિશિષ્ટ ભેટ છે આનુ વર્ણન 'વિંશતિ વિંશિકા' ગ્રન્થમા આવે છે

**ભાવનાયોગ** — સર્વ સાધનાની મૂળભૂત જે ચિત્તવિશુદ્ધિ, એના માટે ઉત્તમ ભાવનાઓની જરૂર છે તે મૈત્રી–કરુણા–પ્રમોદ–માધ્યસ્થ ભાવના, અનિત્ય–અશરણ–સ સારાદિ દ્વાદશ અનુપ્રેક્ષા, કાળ–અધિકરણાદિ નવવિધ ચિંતન, પૂર્વોક્ત ભાવશ્રાવકના ભાવગત ૧૭ લક્ષણની સ્ત્રી–અર્થ વગેરે ૧૭ ભાવના, સાધુના પાચ મહાવ્રતની ૨૫ ભાવના, ઈત્યાદિ ભાવનાઓનો પણ અમૂલ્ય યોગ શ્રી તીર્થ કરદેવે જ ફરમાવેલો છે.

**ધ્યાનયોગ** — મુમુક્ષુએ ચાર ચાર પ્રકારના

આર્ત અને રૌદ્ર દુર્ધ્યાનને ટાળી ધર્મધ્યાન અને શુકલધ્યાન ધ્યાવવાનું આવશ્યક છે. **ધર્મધ્યાનમાં** આજ્ઞાવિચય–અપાયવિચય–વિપાકવિચય, અને સંસ્થાનવિચય, તથા **શુકલધ્યાનમાં** પૃથક્ત્વ સવિતર્ક સવિચાર એકત્વ અવિતર્ક અવિચાર–સૂક્ષ્મક્રિયાનિવૃત્તિ સમુચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતી–એમ ચાર ચાર પાયા છે. ધ્યાનનો આ નક્કર અને સક્રિય યોગ છે. એમાં શુકલધ્યાનના પહેલા બે પાયા ધ્યાવવા માટે જરૂરી એવું દ્રવ્યો અને એના પર્યાયોનું જે સૂક્ષ્માતિસૂક્ષ્મ સ્વરૂપનું જ્ઞાન, તે ચૌદ પૂર્વોમાં વર્ણવેલું મળે છે. તથા ધર્મધ્યાન માટે પણ જરૂરી પદાર્થોનું યથાસ્થિત વર્ણન શ્રી જિનવાણી દ્વારા જ મળે છે. ધ્યાનમાં આરૂઢ થવા માટે પુનઃપુનઃ અભ્યાસ જરૂરી છે. એ માટે ૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર અને ૪ વૈરાગ્યની 'અનિત્યતા'દિ ભાવનાઓને, સંશય, સંમોહ, અન્યાસંગ અને ભયનો નાશ કરીને, ખૂબ ભાવતાં ભાવતાં ધ્યાનારોહણની યોગ્યતા આવે છે. એમાં બાહ્યાર્થની નિસ્પૃહા અને તત્ત્વચિંતનનું પુનઃપુનઃ આવર્તન દ્વારા મનોનિગ્રહ કરવો પણ બહુ જરૂરી છે. ધ્યાન માટે સ્થાન સ્ત્રી પશુનપુંસક દુઃશીલથી રહિત જોઇએ. બાકી કાળ અને આસન ગમે તે હોઈ શકે છે. માત્ર પોતાના મન, વચન અને કાયાના યોગો સમાધિમાં રહેવા જોઇએ.

ધ્યાનની ભૂમિકા માટે આલબન તરીકે ધ્યાનનો અથાગ ૧ આદર તથા મત્રાર્થ વાચનાદિ ક્રિયા અને સદ્ધર્મના આવશ્યકોમા (૨) ઓતપ્રોતતા જોઇએ આ ઉપરાત કૃષ્ણ–નીલ–કાપોત લેશ્યા ત્યજી પીત, પદ્મ કે શુકલ લેશ્યાનો અભ્યાસ તથા આગમશ્રદ્ધા વિનય અને સદ્ગુણસ્તુતિ પણ જિનહરીફ જીવન વ્યાપ્ત બને એ જરૂરી છે

ધ્યાનના વિષયમા પૂર્વે કહ્યુ તેમ આર્તધ્યાનના વિષયો- (૧) ઇષ્ટનો સયોગ કે અવિયોગ, (૨) અનિષ્ટનો વિયોગ કે અસયોગ, (૩) રોગમા વિહ્વલતા, (૪) પૌદ્ગલિક નિદાન (આશસા)–આ ચારેયના ચિંતનનો જરાય સ્પર્શ ન જોઇએ. અર્થાત્ આ ચારેય પૈકીના કોઈની પણ મનમા ગડમથલ ન જોઈએ એ નથી એનુ પ્રમાણ એ કે ઇષ્ટાનિષ્ટ ઠથ. પ્રીતિ, પરસપત્તિ પ્રશસા, પરપ્રાર્થના, હર્ષ, શોક, પશ્ચાત્તાપ, રુદન, હાયવોય ગૃદ્ધિ, ધર્મપરમુખતા વગેરે ન હોય, જો એ-નહિ તો રૌદ્રધ્યાનના વિષયો—(૧) પ્રહારવધ બધનાદિચિંતન, ૨ અસત્ય–મિથ્યા ભાષણની લેશ્યા, ૩ માયા ચોરી અનીતિનુ લક્ષ, સર્વત્ર આશકા તથા ધનાદિના રક્ષણની ચિંતા, અને કલુષિતચિત્તતા–એ તો ન જ ફરકવા જોઈએ એ સમજાય એવુ છે એથી જ એના લક્ષણ તરીકે નિર્દયતા,

દોષબહુલતા, અનાચાર, હિંસાદિપ્રવૃત્તિ, ગર્વ, અકાર્યનો અ-સંતાપ, પરદુઃખમાં આનંદ,-વગેરેનું ય નામ-નિશાન ન હોવું જોઇએ. આ તો થઇ બાદબાકીના વિસ્તારની વાત, કે ધ્યાનના વિષયમાં શું શું ન ફરકવું જોઇએ; હવે એ જોઈએ કે ધ્યાનના વિષય તરીકે શું શું આવવું જોઇએ. એમાં પૂર્વોક્ત ધર્મધ્યાન અને શુક્લ-ધ્યાનના વિષયો જોઇએ. એમાં પહેલાના ચાર વિષયઃ-આજ્ઞા-અપાય-વિપાક-સંસ્થાન. **આજ્ઞા** એટલે નય, નિક્ષેપ, અનુગમ, સપ્તભંગી, પ્રમાણ, હેતુ, દૃષ્ટાન્ત વગેરેથી પૂર્ણ એવું શ્રી જિનવચન; **અપાય** એટલે રાગદ્વેષાદિના કટુફળ; **વિપાક** એટલે સ્વકૃત પૂર્વ-કર્મના જ ફળનો ભોગવટો, તથા **સંસ્થાન** એટલે ઉત્પાદ–વ્યય અને ધ્રૌવ્યની મહાસત્તાથી વ્યાપ્ત એવા અનેક દ્રવ્યો અને તેની વિવિધ પરિસ્થિતિઓથી ખૂણે ખૂણે ભરચક એવો સમસ્ત ચૌદ રાજલોક આનું ધ્યાન કરવાનું. દા. ત. લોકમાં પોતાનો આત્મા કર્મનો કર્તા, સ્વકર્મનો ભોક્તા, ભિન્ન ભિન્ન ગતિમાં જન્મ-મરણથી સંસર્તા (ભટકનારો) છતાં મૂળસ્વરૂપે અરૂપી, અવ્યય, શુદ્ધ જ્ઞાનાદિ લક્ષણવાળો છે, એ ચિંતવે. અથવા એકાગ્ર-પણે વિચારે કે સંસાર એક સમુદ્ર છે. એમાં કષાય-રૂપી પાતાલકલશો, જન્મજરામૃત્યુરૂપી પાણી, ને મહા-મોહના આવર્ત છે. તેમ, કામનો વડવાનવ, આશાપવન,

અને વિકલ્પોરૂપી મોજા છે ઇંદ્રિયોના આવેગની ભરતી, અજ્ઞાન–દુર્દિન, કદાગ્રહ વ ટોળ, દોષની ભેખડો, આધિ-વ્યાધિ વગેરે જળજ તુઓ છે આવા મસુદ્રને તાગવા એક માત્ર ચારિત્ર વહાણ સમર્થ છે પણ એમા જ્ઞાન સુકાની છે, બહુ દૃઢ–શીલાગના મજબુત પાટીયા, દૃઢ–સમ્યકત્વના બ ધન, આસ્રવના છિદ્રો બ ધ કરી સ વરના ઢાકણ દેવાનુ સદ્દયોગ (પ્રવૃત્તિ) રૂપી કૂપ-સ્ત ભ, તમોનુકૂલ પવનથી સ વેગનો વેગ, ને અસ ખ્ય સદ્દઆશયોરૂપી યોદ્ધાઓ જોઇએ એમા, સમ્યગ્દર્શન મિથ્યાત્વનો નાશ કરે, પ્રશમાદિ એ કષાયનો, શીલ કામનો નાશ કરે, વૈરાગ્ય હાસ્યાદિનો, શાસ્ત્રઉદ્યમ નિદ્રાવિકથાદિનો, ઇન્દ્રિયદમન અસ યમનો, ધર્મ એ રાગદ્વેષ મોહનો, ધર્મશુકલ ધ્યાન એ આર્ત રૌદ્રનો, અને પુણ્યોદય એ આશાતાદિનો નાશ કરે આમ ચારિત્ર જહાજ આગેકૂચ કરતુ જીવને મોક્ષનગરે પહોચાડી દે છે શુકલધ્યાનનો વિષય બહુ ઊંચો છે, તેનો નામનિર્દેશ પૂર્વે કર્યો છે, ચૌદ પૂર્વે જે કહેવાય એ મહાશાસ્ત્રના જ્ઞાતા એ સારી રીતે કરી શકે છે

આમ મહાગ ભીર એવો વિશિષ્ટ કોટિનો નક્કર, સક્રિય અને સફલ ધ્યાનમાર્ગ સર્વજ્ઞ શ્રી અરિહ ત પરમાત્માએ જ બતાવ્યો છે, અને એમ કરીને જગત પર અન ત ઉપકાર વરસાવ્યો છે

**ભક્તિયોગ:**–વિશિષ્ટ ભક્તિમાર્ગ પણ એજ પ્રભુની બક્ષીસ છે. ભક્તિ બે પ્રકારની : દ્રવ્યભક્તિ અને ભાવભક્તિ. દેવની દ્રવ્યભક્તિમાં એક સામાન્ય અંજલિ જોડવા રૂપ કે એક સ્તુતિ બોલવા રૂપ નમસ્કારથી માંડી અભિષેક, ચંદન–કેશર, પુષ્પ, વસ્ત્ર–આભરણાદિ પૂજા, વાસચૂર્ણ પૂજા, પુષ્પવૃષ્ટયાદિ પૂજા, ધૂપ-દીપ-અક્ષત-ફલ નૈવેદ્ય પૂજા, સ્તવન-ગીત-વાજિંત્ર-નૃત્યાદિ પૂજા, જાપ સ્તોત્રાદિ, સ્નાત્ર, શાંતિસ્નાત્ર બૃહતસ્નાત્ર, અંજનશલાકા પ્રતિષ્ઠાવિધિ, અષ્ટાહ્નિકા ઉત્સવ, મહાપૂજા વગેરેનાં વિધાન છે, ભાવભક્તિમાં શ્રી અરિહંત પરમાત્મા સંબંધી શુભ અધ્યવસાયથી માંડી નિષ્કામ હૃદયે એક માત્ર કર્મનિર્જરા અને આત્મશુદ્ધિના હેતુથી કરાતા જિનાજ્ઞાપાલનના અનેક પ્રકારો આવે છે.

**યોગમાર્ગ:**—શ્રી જિનેશ્વરદેવના શાસનમાં મુખ્ય રાજયોગ છે સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રનો. એને એકમાત્ર સંયમયોગ અર્થાત્ સામાયિકયોગમાં સમાવી શકાય; અથવા શ્રુતધર્મયોગ અને ચારિત્ર ધર્મયોગમાં સમાવી શકાય. એને સાધવાની ત્રણ કક્ષા છે. (૧) ઇચ્છાયોગ, (૨) શાસ્ત્રયોગ અને (૩) સામર્થ્યયોગ. એને આરાધવાના ઈચ્છા–પ્રવૃત્તિ–સ્થૈર્ય અને સિદ્ધિ એમ ક્રમશઃ ચાર પ્રકારના યોગથી બને છે.

યોગની પાચ ભૂમિકા છે-૧. અધ્યાત્મ, ૨. ભાવના, ૩ ધ્યાન, ૪ સમતા અને ૫ વૃત્તિસક્ષય એ પાચ-ને પણ યોગ કહેવાય છે પ્રાથમિક અભ્યાસી માટે એટલે કે નિરતિચાર ચારિત્રનિષ્ઠતા નથી આવી ત્યા સુધી સામાયિક-ચતુર્વિંશતિસ્તવ-વદન-પ્રતિક્રમણ-કાયોત્સર્ગ-પ્રત્યાખ્યાન, એ ષડાવશ્યક યોગ છે બાકી સવિકલ્પ-નિર્વિકલ્પ યોગ, સાપેક્ષ-નિરપેક્ષયોગ, વગેરે પણ યોગો છે, આમ એકવિધ, દ્વિવિધ, ત્રિવિધ, ચતુર્વિધ, પચવિધ, ષડ્વિધયોગના મહાવિસ્તારવાળા સ્વરૂપ, જેવા કે યોગલક્ષણ, પૂર્વસેવા, અપુનર્બંધક, સમ્યગ્દષ્ટિ યોગભેદ, યોગવિવેક, યોગાવતાર, યોગ-માહાત્મ્યાદિ, એને સાધવાની પદ્ધતિ-પ્રક્રિયા, એમા ઉપસ્થિત થતા વિઘ્નોનો પ્રતિકાર તથા એના ફળ-આ બધાનો ભવ્ય પ્રકાશ કે જે અન્યત્ર દુર્લભ છે, અને જે વિશિષ્ટ કોટિનો છે, તે ભવ્ય પ્રકાશ સર્વજ્ઞ શ્રી અરિહત પરમાત્માએ આપ્યો છે આવશ્યક, યોગશાસ્ત્ર, યોગબિન્દુ, યોગવીશી, બત્રીશ બત્રીશી વગેરે ગ્રન્થોમા એનુ વર્ણન મળે છે

**યોગદૃષ્ટિમાર્ગ:**—યોગસાધના માટે આત્માએ અનાદિની ભવાભિનદીપણાની અર્થાત્ સસારરસિકતા-ની ઓઘદૃષ્ટિના વલણ મિટાવી દઈને ઉત્તરોત્તર વિશુદ્ધ વિશુદ્ધ યોગદૃષ્ટિના બોધાત્મકવલણ કેળ-

વવાની જરૂર છે. એ યોગદૃષ્ટિ મિત્રા–તારા બલા–
દીપ્રા–સ્થિરા–કાન્તા–પ્રભા–પરા, એ નામે **આઠ યોગ-**
**દૃષ્ટિ** છે. તેને ક્રમશઃ સિદ્ધ કરતાં સાથે સાથે વિશિ-
ષ્ટકોટિના યમ–નિયમ–આસન–ભાવ પ્રાણાયામ–પ્રત્યા-
હાર–ધારણા – ધ્યાન–સમાધિ, – એ **આઠ યોગાંગ;**
અદ્વેષ-જિજ્ઞાસા-શુશ્રૂષા–શ્રવણ–બોધમિમાંસા –પ્રતિપત્તિ
–પ્રવૃત્તિ, એ **આઠ ગુણસ્થાન;** તથા ખેદ–ઉદ્વેગ–
ક્ષેપ – ઉત્થાન – ભ્રાન્તિ – અન્યમુદ્–રોગ–આસંગ, એ
**આઠ દોષનો ત્યાગ;** એ બધુંય સિદ્ધ કરવાનું હોય
છે. આ ચારે ય અષ્ટકના બત્રીશ મુદ્દા પૈકી પ્રત્યેકનું
અદ્ભુત પ્રતિપાદન પણ શ્રી અરિહંત પ્રભુના શાસનની
વિશેષતા છે. યોગદૃષ્ટિસમુચ્ચય વગેરેમાં એનું વર્ણન
મળે છે.

**જ્ઞાનપરિણતિમાર્ગઃ**—આ પણ એક વિશિષ્ટ
કોટિનો આરાધ્ય માર્ગ છે. અલ્પ કે અધિક જ્ઞાન
આત્મામાં જો પરિણામ પામ્યું, પચ્યું, ઉન્નતિકારક
બન્યું, તો એના (૧) ચરમ મુખ્ય ફળ રૂપે આત્મા-
માં પૂર્ણતાની સર્વોચ્ચ સ્થિતિ બની આવે છે; અને
(૨) અવાંતર ફળ તરીકે મગ્નતા, સ્થિરતા, મોહ-
ત્યાગ, જ્ઞાન, શમ, ઇન્દ્રિયજય, ત્યાગ, વિવેક, ક્રિયા,
તૃપ્તિ, નિર્લેપતા, નિસ્પૃહતા વગેરે અનેકાનેક ગુણો
ખીલી ઉઠે છે. એ વિશિષ્ટ કોટિના જ્ઞાનપરિણતિના

માર્ગનો પ્રકાશ પણ શ્રી અરિહંત દેવનો ઉપકાર છે

**અધ્યાત્મમાર્ગઃ—**

પ્ર૦– અધ્યાત્મ એટલે શું?

ઉ૦–गतमोहाधिकाराणामात्मानमधिकृत्य या।
प्रवर्तते क्रिया शुद्धा तदध्यात्मं जगुर्जिना ॥

શ્રી સર્વજ્ઞ જિનેશ્વરદેવો કહે છે કે આત્માની મોહનો અધિકાર છોડી દઈને આત્માને આશ્રીને જે શુદ્ધ ક્રિયા પ્રવર્તે છે તે અધ્યાત્મ છે. અનાદિ કાળથી જીવ જે પ્રવૃત્તિ કરતો આવ્યો છે તે મોહને આધીન થઈ. દા ત પૈસા લેવા ગયો તે લોભથી, ખાધું તે રાગથી, બોલ્યો તે ક્રોધથી કે ગર્વથી, બીજાને બોલાવ્યા તે માયાથી — આમ મોહના અધિકાર નીચે રહીને પ્રવૃત્તિઓ કરી, તે પણ પાપ પ્રવૃત્તિઓ કરી અહીં કહે છે કે આત્માને આશ્રીને શુદ્ધ ક્રિયા કરાય તે અધ્યાત્મ કહેવાય ક્રિયાનો ઉદ્દેશ આત્મા જોઈએ. દેવદર્શન કર્યો આત્માના પાપ ધોઈ આત્માને નિર્મળ કરવા, તપ કર્યો આત્માને કર્મબંધનોથી મુક્ત કરવા મુનિએ આહાર વાપર્યો સ્વાધ્યાય આદિ માટે આત્માને મજબુત બનાવવા. તો આ બધી પ્રવૃત્તિ અધ્યાત્મમાં ગઈ માત્ર મોક્ષ માટે જ નહીં પણ જગતમાં ય સુખ અને ઉન્ન

તિ માટે અધ્યાત્મની જરૂર છે. કેમકે અધ્યાત્મીજ સાચા સુખી અને ઉન્નત હોય છે. આધ્યાત્મિકને બદલે આધિભૌતિક ને આધિભૌહિક પ્રવૃત્તિ કરનારા તો બિચારા મહાદુઃખી અને અવનતિની દશામાં હોય છે.

આ અધ્યાત્મનો પણ એક વ્યવસ્થિત માર્ગ છે. એમાં ઘણું ઘણું સમજવાનું હોય છે; જેમકે, અધ્યાત્મનો મહિમા, અધ્યાત્મનું સ્વરૂપ; અધ્યાત્મ ક્યાંથી શરૂ થાય; ક્યાં ક્યાં ઉત્તરોત્તર વધતો અધ્યાત્મ; વિષય-આત્મા-અનુબંધ શુદ્ધકર્મ, દંભત્યાગ, ભવસ્વરૂપ, વૈરાગ્યની શુદ્ધ વ્યાખ્યા અને સ્વરૂપ, જ્ઞાનગર્ભિતાદિ ત્રિવિધ વૈરાગ્ય, વૈરાગ્યના વિષયો, મમતાત્યાગપૂર્વક સમતા, વિષ-ગરલાદિ પંચવિધ શુદ્ધ-અશુદ્ધ અનુષ્ઠાન, મનઃશુદ્ધિ મિથ્યાત્વત્યાગ-સમ્યકત્વ, અહિંસાદિ યમનિયમની કયા સિદ્ધાન્તવાદમાં શકયતા, અસદ્ગ્રહત્યાગ, કર્મયોગ-જ્ઞાનયોગ, ધ્યાન, વ્યવહારદષ્ટિ-નિશ્ચયદષ્ટિ, શુદ્ધ આત્મસ્વરૂપ-નિશ્ચય, નયો-તત્વવ્યવસ્થા, આત્માનુભવ.

આવા ભવ્ય વિશિષ્ટ અને વિશુદ્ધ અધ્યાત્મમાર્ગનું યથાર્થ પ્રકાશન અનંતજ્ઞાની શ્રી અરિહંત પરમાત્માએ કરીને અનંત ઉપકાર કર્યો છે.

આ રીતે બહુ સંક્ષિપ્ત અને આછા સ્વરૂપમાં

શ્રી અરિહંત પરમાત્માના સ્વરૂપ, જીવન, ગુણો, શક્તિ અને ઉપકારનું અવલોકન કર્યું. એકલા ઉપકારના વિષયમા તે તે જ્ઞાન પ્રકાશનો વિસ્તાર વર્ણવવા બેસીએ તોય પાર ન આવે, તો પાચેના સ્રબધમા તો પૂછવાનું જ શું? આવા સ્વરૂપાદિવાળા પરમાત્મા એજ ખરેખર પરમ આત્મા છે, એજ આ ભવ-પરભવ અને ભવોભવના હિતકારી, ઉપકારી અને સુખકારી છે આ જગત ઉપર જો આવા પરમાત્મા ઓળખવા-સમજવા મળે છે, તો એ છોડીને પરમાત્માનુ બીજું ત્રીજું નામધારી ભળતુ સ્વરૂપ કે જીવન-ગુણો વગેરે શા સારૂ માનવુ? ત્યારે, અન્ય દેવદેવી ઉપરેય શી આસ્થા કરવા જેવી છે? તેમજ, એ વિશુદ્ધ પરમાત્મા પર પૂર્ણ શ્રદ્ધા અનુસરણ અને આત્મસમર્પણ કર્યા વિના રહેવા જેવુ ય નથી માટે જ એક ક્ષણના ય વિલંબ વિના એમના વચન પર પણ અસ્થિમજ્જા દૃઢ શ્રદ્ધા કરીને એમણે આદેશેલા મોક્ષોપયોગી અનેક પ્રકારના યોગો, તથા વિવિધ માર્ગોની આરાધના જ આ ઉચ્ચ માનવભવમા કરી લેવી જોઈએ. બીજી આળપપાળ બધીય માત્ર ફોગટ છે એટલુ જ નહિ, કિન્તુ એ આ અલૌકિક તક અહીં ગુમાવરાવીને જીવને ભવિષ્યના દીર્ઘકાળ સુધીય આવી તકથી વચિત રાખી ઉપરથી દુર્ગતિના વિવિધ ત્રાસમા રોળાવી

નાખનારી છે. માટેજ શ્રી અરિહંત પ્રભુના શરણને જ સ્વીકારી એમની આજ્ઞાનું શકય જીવન બનાવવું હિતાવહ છે.

[સમાપ્ત.]

